# પ્નોરામાં ગવાતાં ગીતો

સૌ. સાભલક્ષ્મી ફા. ભટ્ટ.

# પ્રશ્નોરામાં ગવાતાં ગીતો

સંગ્રહ કરનાર:

સૌ. લાભલક્ષ્મી દ્વારિકાંપ્રસાદ ભટ્ટ,
ભાવનગર

પ્રકાશક:
જુગતરામ શંકરપ્રસાદ વૈદ્ય

કીંમત રૂ. ૧—૦—૦

ઈ. સ. ૧૯૨૫ વિ. સં. ૧૯૮૧

# પ્રશ્નોરામાં ગવાતાં ગીતો



વિ. સં. ૧૯૭૫ માં રા. રા. જુગતરામ શંકરપ્રસાદ વૈદ્યનાં ચાવંડમા બીજી વારનાં લગ્ન થયાં. એ પ્રસંગે જુગતરામભાઇને અ. સૌ. લાભુબેન (સદ્ગત વિશ્વવિજય મણિશંકરનાં પુત્રી અને રા. રા. દ્વારિકાંપ્રસાદ ઉમીઆ-શંકર ભટ્ટનાં ધર્મપત્ની) સાથે આપણામાં ગવાતાં ગીતોનો સંગ્રહ કરી છપાવી નાખવાની જરૂરીઆત વીશે વાત થઇ. અ. સૌ. લાભુબેન જો ગીતોનો સંગ્રહ કરવાનું કામ માથે લે તો જુગતરામભાઇએ છપાવી આપવાનું કબુલ કર્યું. આ સહેજ વાતચીતનું આવું સારૂં પરિણામ છેવટે આવ્યું એ આ બેનભાઇના આગ્રહનું જ ફળ છે. અ. સૌ. લાભુબેને તે વખતથી ગીતોનો સંગ્રહ કરવા માંડયો. એમને પોતાને ઘણાં ગીતો આવડતાં હશે અને તે ઉપરાંત આપણી જ્ઞાતિમાંથી જે સ્ત્રીઓને આવડતાં હશે તેની મદદ લીધી હશે. ગમે તેમ પણ અ. સૌ. લાભુબેને ગીતોનો સગ્રહ સંપૂર્ણ કરવા માટે ખુબ શ્રમ લીધો છે. વચ્ચે વચ્ચે જ્યારે જ્યારે જુગતરામભાઇ અને સૌ. લાભુબેન મળ્યાં હશે ત્યારે આ સંગ્રહની વાત થએલી. આ રીતે પરસ્પર પ્રોત્સાહનથી આ કાર્ય પૂરૂં થયું છે.

રા. રા. દ્વારિકાંપ્રસાદભાઇએ પણ ઓછો શ્રમ લીધો નથી. ગીતોની નકલ કરવા ઉપરાંત આપણાં ગીતોનો પહેલાં જે સંગ્રહ છપાએલો તે તથા નાગરોનાં ગીતોનો એક સારો સંગ્રહ છપાઇ ગયો છે તે મેળવીને આ સંગ્રહને સરખાવી જોયો છે. છેવટ વિ. સં. ૧૯૮૧ ના ફાગણમાં અ. સૌ. .અમ્બુબેનનાં સીમન્તોન્નયનના શુભ પ્રસંગે અમે સહુ જામનગરમાં મળ્યાં ત્યારે રા. રા. દ્વારિકાંપ્રસાદભાઇએ ગીતોનો ચોપડો મારા હાથમાં મુકયો અને જુગતરામભાઇની વતી આ ગીતોને છાપખાનાં સોંસરાં કાઢવાનું મેં માથે લીધું; અને એ જોખમદારીને અંગે અહીં બે શબ્દો લખવા પડે છે.

આ ગીતો છપાવતાં ભાષાશુદ્ધિ કે જોડણીની શુદ્ધિનો બીલકુલ આગ્રહ રાખ્યો નથી. ગીતો સંબંધમાં આપણા સ્ત્રીવર્ગની માન્યતા એવી છે કે "જે રીતે અમે ગાઇએ છીએ તે રીતેજ છપાએલ હોય તોજ એ અમારા કામનાં; વાકયોનો અર્થ બરાબર થાય કે ન થાય પણ ગાવામાં સરખું આવે છે એજ બસ છે." આવી સ્ત્રીઓની વૃત્તિ હોવાથી અને આ પ્હેલાજ સંગ્રહને ઉપયુક્ત કરવો હોય તો એમની મનોવૃત્તિને અનુસરવું એજ જરૂરનું હોવાથી જેમ ગવાય છે તેમ ઉતારેલાં અને જેમ ઉતારેલાં તેમ છપાવ્યાં છે. અલબત્ત, જ્યાં લહીઆનો દોષ લાગ્યો ત્યાં ત્યાં સુધાર્યું છે. ક્વચિત્ અક્ષરના સ્હેજ ફેરફારથી અર્થ બંધબેસતો થતો હોય તો એવો ફેરફાર કર્યો છે. પણ આવી છુટ એટલી ઓછી લીધી છે કે સ્ત્રીજનોને આ સંગ્રહમાંથી વાંચીને ગાતાં પુસ્તકશાઈ નહીં લાગે. જેમ ગવાય છે તેમજ રાખવું એ ધોરણ જાળવ્યું છે.

ઉપરનું ધોરણ જાળવવા જતાં સાહિત્યની દૃષ્ટિએ આ સંગ્રહ જોનારને એમાં ઘણી ખામીઓ જરૂર દેખાશે. ખરી રીતે આ ગીતો લોક-ગીતો છે અને બધાં લોકગીતો પેઠે એનું પણ સંશોધન થવું જોઇએ. જુદી જુદી જ્ઞાતિઓમાં ગવાતાં ગીતોના સંગ્રહોની સંશોધિત અને ટિપ્પણયુક્ત આવૃત્તિઓ પ્રગટ થાય તો આપણા સમાજના લગ્નાદિ રિવાજોના ઇતિહાસ ઉપર બહુ સારો પ્રકાશ પડે એવો સંભવ છે. પણ એ આવશ્યક કાર્ય આ આવૃત્તિ સાથે તો નથી કર્યું.

આ ગીતો કયારે અને કોણે રચ્યાં એ ચોક્કસ કહેવાતું નથી. કેટલાંક ગીતો—દાખલા તરીકે ઇશ્વરવિવાહ—જુના પ્રસિદ્ધ ગુજરાતી કવિઓએ રચેલાં છે અને કાવ્યદોહન વગેરે સંગ્રહોમાં છપાઇ પણ ગયાં છે. બાકીનાં ગીતો જુદા જુદા રિવાજ સાથે અત્યંત સંલગ્ન છે; તે ઘણું કરી ઉત્સાહી અને સંસ્કારી સ્ત્રીઓએજ રચેલાં હોવાનો સંભવ છે. આમાંનાં કેટલાંક

ગીતો નાગરોમાં પણ ગવાય છે. કેટલાંક ગીતોમાંના શબ્દો–દાખલા તરીકે " સારી બેન " વગેરે પ્રશ્નોરામાં નથી વપરાતા પણ નાગરોમાં વપરાય છે. એ ઉપરથી જેમ આપણા કેટલાક રિવાજો આપણે બધા નાગરો એક જથ્થામાં હશું તે વખતથી હજી એના એ ચાલ્યા આવે છે તેમ કેટલાંક ગીતો પણ એ વખતથી ચાલ્યાં આવતાં હોય એમ પ્હેલી નજરે લાગે છે. પણ નાગરો બધાનો એક જથ્થો જે કાળે હતો તે કાળની ભાષા જુદી હતી અને આ ગીતો તો આજની ભાષામાં ગવાય છે. મુખપરંપરાથી ઉતરી આવેલાં ગીતોની ભાષા આજ સુધી બદલાયા કરી એમ માનવું કે નાગરોમાં ગવાતાં ગીતોમાંથી અમુક ગીતો આપણી સ્ત્રીઓને પસંદ આવવાથી પોતાનાં કરી લીધાં એમ માનવું ? મને તો બીજો વિકલ્પ વધારે સંભવિત લાગે છે.

જેમ કેટલાંક ગીતો નાગરો પાસેથી ઉછીનાં લીધાં તેમ બીજાં કેટલાંક ગામડાની સામાન્ય વસ્તી ખેડુઓ–કાઠીઓ વગેરે પાસેથી લીધાં હશે. આ પ્રકારનાં ગીતોમાં ગામડાંના લોકજીવનની આબાદ છાપ છે. આ વર્ગનાં ગીતોમાં જે ઉછળતો ઉલ્લાસ અને ઉત્સાહ છે તે બીજાં ગીતોમાં નથી. ખરેખરાં લોકગીતો ગણાય એવાં આ ગીતો છે.

કેટલાંક ગીતો પૌરાણિક સંસ્કારવાળાં છે. દરેક પ્રસંગને શિવ કે વિષ્ણુ (અથવા કૃષ્ણ) નો પ્રસંગ ગણવો અને પ્રવૃત્તિ માત્રને ધાર્મિક સંસ્કાર આપવા એ પૌરાણિક ગીતોનું મુખ્ય લક્ષણ છે. આ પ્રકારનાં ગીતો બીજા બ્રાહ્મણો સાથે કેટલે અંશે સામાન્ય છે તે જોવું જોઇએ. વળી એક કરતાં વધારે પત્નીઓ એક સાથે હોય એવા ઉલ્લેખવાળાં ગીતો બીજા બ્રાહ્મણોનાં હોવાનો સંભવ છે.

આ સંગ્રહનાં ગીતો વાંચતાં જે વાત પ્હેલું ધ્યાન ખેંચે છે તે એ છે કે ઘણાં ખરાં ગીતોમાં જે ઉલ્લાસ છે તે અત્યારના આપણા જીવનમાં એટલા પ્રમાણમાં દેખાતો નથી. એટલે અંશે આ ગીતો ભૂતકાળના પડઘા જેવાં

થઇ ગયાં છે. વળી જે સ્ત્રી કવિઓએ આ ગીતો, પ્હેલાં રચ્યાં હશે તેઓએ તો ગીતના અર્થ ઉપર ધ્યાન રાખીનેજ રચના કરી હશે. પણ ધીમે ધીમે સ્ત્રીજનોમાંથી કવિત્વ શક્તિજ નહીં પણ કાવ્યરસજ્ઞતા પણ ઓછી થઇ જતાં ગીતોના અર્થ કરતાં ગીતોના ઢાળ ઉપર વધારે ધ્યાન રહેવા માંડ્યું. વળી કેટલાક શબ્દો પણ અપરિચિત થઇ ગયા. અને લગ્નાદિ પ્રસંગે ગાવું તો જોઇએજ એટલે પરંપરા પ્રાપ્ત ગીતો ગાતાં ઢાળ સચવાય એટલે બસ એમ સ્ત્રીઓએ લક્ષ્ય રાખવાથી મૂળના કોઇ કોઇ શબ્દો ભુલાઇ જતાં નવા, આખા વાક્યના અર્થમાં નહીં પણ ઢાળમાં બેસી જતા શબ્દો ક્વચિત્—ગોઠવાયા હોય એવો સંભવ છે.

છેલ્લાં થોડાં વર્ષોથી તો પરંપરા તુટતી જાય છે એટલે નવી છોકરીઓ-ને આખાં ગીતો ભાગ્યેજ આવડે છે, અને જરૂર પડે ત્યારે જે બે ચાર પંક્તિઓ આડીઅવળી યાદ હોય તે બોલે અને પંક્તિઓમાં પણ શબ્દો આડાઅવળા બોલી ઢાળ મેળવી દે. આ રીતે એક ગીત અધુરૂં ગાઇ બીજું ઉપાડે આમ ગમેતેમ ગાડું ગબડાવે છે. અર્થ ઉપરથી ધ્યાન ખસી જવાથી ગીતોની જે દુર્દશા થઇ છે તે પરંપરા તુટી જતાં લગભગ અસાધ્ય રૂપ ધારણ કરે છે અને બીજી એક બે પેઢીમાં ગીતો તદ્દન ભુલાઇ જવાનો ચોખ્ખો સંભવ દેખાતો હતો. એટલે આ સંગ્રહ ખરેખરો આવશ્યક હતો—માત્ર પ્રશ્નોરા 'જ્ઞાતિની સ્ત્રીઓનીજ દ્દષ્ટિએ નહીં પણ ગુજરાતી સાહિત્યની દ્દષ્ટિએ પણ એક પ્રકારનાં લોક ગીતો તરીકે આ સંગ્રહ જાળવી રાખવાની નિઃસંશય જરૂર છે.

આ સંગ્રહ હાલારી પ્રશ્નોરાઓમાં ગવાતાં ગીતોનો સંગ્રહ છે. કેટલાંક વર્ષો પ્હેલાં સદ્દગત દેવશંકર વૈકુંઠજી ભટ્ટે અ. સૌ. રમાબેન (લેડી પટ્ટણી)ની સહાયથી એક સંગ્રહ પ્રસિદ્ધ કર્યો હતો એ સંગ્રહમાં મુખ્યત્વે ગુજરાત વિભાગમાં ગવાતાં ગીતોનો સંગ્રહ થયો હતો. પણ એ વિભાગનોયે એ સંપૂર્ણ સંગ્રહ ન હતો. બંને સંગ્રહો સરખાવતાં કેટલાંક ગીતો બંનેમાં

સામાન્ય દેખાય છે ખરાં પણ મોટે ભાગે તો જુદા જુદા વિભાગમાં જુદાં જુદાં ગીતો ગવાય છે. પણ ગુજરાત જેટલે દૂર જવાની જરૂર નથી. આ સંગ્રહમાં કેટલાંક ગીતો એવાં છે કે જે જામનગર મોરબી તરફ ગવાય છે અને કુંડલા અમરેલી તરફ નથી ગવાતાં. અને બીજાં કુંડલા અમરેલી તરફ ગવાય છે ત્યારે જામનગર મોરબી તરફ નથી ગવાતાં. એક બીજે પણ ભેદ પડે છે. સાધારણ રીતે નાગરો શૈવ એટલે નાગરોનાં સામાન્ય ગીતો શિવપાર્વતીના ઉલ્લેખવાળાં હોય એ સ્વાભાવિક છે. પણ પ્રશ્નોરા જ્ઞાતિમાં તો ઘણાં કુટુંબો વૈષ્ણવ છે એટલે સંસ્કારી વષ્ણવ સ્ત્રીઓએ કૃષ્ણ રૂક્મિણીના પ્રસંગો ગાયા છે. જુદી જુદી જ્ઞાતિઓનાં ગીતોમાંથી આ બધાં તત્વો જુદાં પાડવાં એ કાર્ય કરવા જેવું છે. પણ આ સંગ્રહ પ્હેલીજ વાર પ્રસિદ્ધ થતો હોવાથી અને ઉપર કહેલા કારણથી કશું કર્યા વગર છાપખાનાં સોંસરાં આ ગીતોને કાઢયાં છે. આ સંગ્રહ પણ અધુરો હોવાનો સંભવ છે. હવે છપાયલાં ગીતોની ચોપડી પાસે હોવાથી એમાં રહી ગયેલાં સંગ્રહી લેવાનું તથા સંગ્રહેલાંને શુદ્ધતર કરવાનું સહેલું થશે અને એટલો ઉત્સાહ તો કોઇક બેનો જરૂર દર્શાવશે. તો બીજી આવૃત્તિ વખતે કોઇ સંશોધનનું કાર્ય કરનાર પણ મળી રહેશે એવી આશા રાખીએ.

આ સંગ્રહનાં પ્રુફો સુધારતાં, વચનમાં સાચું શું હશે એની તપાસ કરતાં એટલું લાગ્યું છે કે આપણા પ્રશ્નોરાના સ્ત્રીવર્ગમાં નવી કેળવણીએ ભાગ્યેજ પ્રવેશ કર્યો છે અને જુની સ્ત્રીઓમાં જે પૌરાણિક સંસ્કારો હતા—જે સંસ્કારોવાળી ઉત્સાહી ઉલ્લાસ ભરેલી સ્ત્રીઓએ આવાં ગીતો રચ્યાં છે તે સંસ્કારોનો લગભગ લોપ થઇ ગયો છે. અને એ સાથે બીજું સાધન ન હોવાથી આ પ્રકારનો અક્ષરોપભોગ પણ અદૃશ્ય થઇ ગયો છે. ગીતો ગાનારીઓ ગીતોના રસનું પાન કરી શકતી નથી. ગીતોનો લ્હાવો લઇ શકતી નથી. પ્રમાણમાં જૂનાં ગીતોમાં જે જોમ, જે લાગણી અને જે અર્થભાર છે તે અત્યારે પ્રસંગ પરત્વે જોડાતા કટકાઓમાં નથી. માત્ર પુનરૂક્તિઓથી ભરેલા એવા કટકાઓ અત્યંત શુષ્ક લાગે છે.

આ ગીતોમાંના કેટલાક શબ્દો મને સંદિગ્ધ છે. પણ સુધારવાની મેં હિંમત કરી નથી. અઘરા શબ્દોનો કોશ આપવાનો વિચાર પણ માંડી વાળ્યો છે. આ વખતે તો ફક્ત આ ગીતો જેવાં ગવાય છે તેવાંનો સંગ્રહ આ બેનભાઇના શ્રમથી પ્રગટ થાય છે એજ ઘણું છે એમ સંતોષ રાખ્યો છે.

આ રીતે મારે જે કરવું જોઇતું હતું તેનો ફક્ત નિર્દેશ કરીને સંતોષ લઉં છું. છપાઇની ભુલો સુજ્ઞ વાંચનારાંઓ સુધારી લેશે.

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી.

# અનુક્રમણિકા

## સમુરતાં વખતે ગાવાનાં ગીતો



## સાંજીમાં ગાવાનાં ગીતો.

## શેવ પાપડ વણતાં વખતે ગાવાનાં ગીતો.



## ગણપતિપૂજન વખતે ગાવાનાં ગીતો.



## માંડવા વખતે ગાવાનાં ગીતો.



## ચાક વધાવવા જતાં ગાવાનાં ગીતો.

## અઘરણીનાં ગીતો.

**સાંજીનાં ગીતો.**



**ખોળાં ભરતી વખતે ગાવાનાં ગીતો.**



**શાંદલાનાં ગીતો.**



## જનોઇનાં ગીતો.

**સાંજીનાં ગીતો.**



**માંડવા વખતનાં ગીતો.**



**જનોઇ દેવા બેસે ત્યારે ગાવાનું ગીત.**

# સમુરતાંને વખતે ગાવાનાં ગીતો.



### મગ ભેળતી વખતે ગાય છે.

તેલંગ દેશથી બળભદ્ર આવ્યા, કો બળભદ્ર શું શું લાવ્યા ?
પહેલી વણજે ખાંડી કંકુ, બીજી વણજે હલદર ગાંઠીયા.
અગણી વણજે વાંકડી સોપારી. ચોથી વણજે લીલુંડાં નાળીયેર
એટલું લઇ ઘેર બળભદ્ર આવ્યા, ઉઠો ગોરા શ્રી કૃષ્ણ
માંડવીએ જઇ દાણ ચુકાવો, દાણ ચુકાવી જણુસ લયાવો
એણીપેરે વરરાજાનો સોહેળો, તેલંગ દેશથી નાનાભાઇ આવ્યા.
કો નાનાભાઇ શું લઇ આવ્યા, પેલી વણજે મગરે મનોરા
બીજી વણજે ઘઉં રે ગોરડીયા, અગણી વણજે અડદ ઇંગોરીયા
ચોથી વણજે સાઠી ચોખા, એટલું લઇ ઘેર નાનાભાઇ આવ્યા.
ઉઠો ગોરા મોટાભાઇ, માંડવીએ જઇ દાણ ચુકાવો
દાણ ચુકાવી જણુસ લયાવો, એણીપેરે લાડકડાનો સોહેળોરે
ખાંડી કંકુ ટીલડાં કઢાવો, હલદર ગાંઠીયો પીઠડી હળાવો
લીલુડાં નાળીયેર પસ ભરાવો, વાંકડી સોપારી બીડલાં અપાવો
એણીપેરે હોંસીલાનો સોહેળો રે, ..............................
મગરે મનોરા પીઠડી હળાવો, ઘઉંરે ગોરડીયા કંસાર ભરડાવો
અડદ ઇંગોરીયા પાપડ વણાવો, સાઠી ચોખા સુંદરડું રંધાવો
એણીપેરે હોંસીલાનો સોહેળો રે, ..............................

---

લીલાં છાણુની ગાર કરાવો રે, ત્યાં કાંઇ કંકુના છાંટા દેવરાવો રે,
ત્યાં કાંઇ કંકુના ચડા દેવરાવ્યા રે, ત્યાં કાંઇ મોતીના ચોક પુરાવો રે
ત્યાં કાંઇ મોતીના ચોક પુરાવો રે, ત્યાં કાંઇ ઘીના દીવા અજવાળો રે
ત્યાં કાંઇ ઘીના દીવા અજવાળો રે, ત્યાં કાંઇ સોનાના બાજોઠ ઢાળો રે
ત્યાં કાંઇ સોનલા બાજોઠ ઢાળો રે, ત્યાં કાંઇ જોશીજીને તેડાવો રે
ત્યાં કાંઇ જોશીજીને તેડાવો રે, લાડકડાંનાં લગન લખાવો રે
મ્હારે પગરણ આવીયું પહેલું રે, મેં તો સઇયર કેવરાવ્યું વ્હેલું રે
મ્હારે પગરણ આવ્યું ધાઈ રે, મેંતો તેડાવ્યા ભાઇભોજાઇ રે
મ્હારો વીરોજી આવ્યા સીમે રે, મ્હારાં હૈડલાં ટાઢાં હીમે રે
મ્હારો વીરોજી આવ્યા ઝાંપે રે, દુશમનીયાનાં હૈડલાં કાંપે રે
મ્હારો વીરોજી આવ્યા શેરી રે, વજડાવો ઢોલ ને ભેરી રે
મ્હારો વીરોજી આવ્યા ખડકી રે, વાગી વાગી ઘોડલીયાની પડઘી રે
મ્હારો વીરોજી આવ્યા ડેલી રે, હું તો જોવાને થઇ છું ઘેલી રે
મ્હારો વીરોજી આવ્યા ધાઇ રે, મેં તો ચરૂ ભરી સેવ ઓસાઇ રે
મેં તો ચરૂ ભરી સેવ ઓસાઇ રે, મેં તો ઢળક વાઢી ઘી રેડાઇ રે
મેં તો ઢળક વાઢી ઘી રેડાઇ રે, મેં તો ખોબલે ખાંડ પીરસાઇ રે
મેં તો ખોબલે ખાંડ પીરસાઇ રે, મેં તો જમાડયાં ભાઇ ભોજાઇ રે
મેં તો જમાડયાં ભાઇ ભોજાઇ રે, મારી નણુદી તો રોષે ભરાઇ રે
નણુદલ આવડો રોષ ન કીજે રે, મારૂં અન્તર એથી સીજે રે
નણુદલ આવડું ન જાણેલ બાઇ રે, ન તેડાવત ભાઇ ભોજાઇ રે
નણુદલ આવડું જાણ્યું ન પેલું રે, ન કેવરાવત મઇયર વ્હેલું રે
મારી નણુંદ ન કરીયે ઝાઝું રે, મારા વીરાજી પ્રમણે હું લાજું રે

મારે આંગણુ કંકુડાંનો છોડ કે, છોડ છોડાવો ને લખોરે કંકોતરી
તેડાવો રે કાંઇ આશાપુરીના જોશી, કે આજ મારે લખવી છે કંકોતરી
બંધાવો રે મારે કીયા ભાઇને, છેડે કે જાય મારે કઇ બાઇને સાસરે
બ્હેન રે તમે સુતાં છો કે જાગો, તમારે મઇયર પગરણુ આદર્યાં રે
વીરા રે તમે કીયે દેશથી આવ્યા, કીયે દેશ તમારાં બેસણાં રે
બેનડી રે અમે હાલાર દેશથી આવ્યા, કે નગર ગામ અમારાં બેસણાં રે
વીરા રે તમે કીયા ભાઇના મોભી કે, કે કઇ વહુ માતાને ઉદર વસ્યા
બેન રે અમે ફ્લાણા ભાઇના મોભી કે, ફ્લાણી વહુ માતાને ઉદર વસ્યા
બેની રે મારી ઘર થડીયાંની ઘેરી કે, માનો જાયો વીર ન ઓળખ્યો
વીરા રે મને છોરૂડે હરવાળી કે, વાછરૂ વાળતાં વીર ન ઓળખ્યો
બેન રે તમે સોળ શણગાર કે, પેરો પટોળાં ઓઢો ચુંદડી
આગળ રે મારા વીરાજીના ઘોડા કે, પડઘી વાગે ને ધરતી ધમધમે
વચમાં રે મારે બેનર બાઇની વેલુ કે, માફા ઝળકે મસરૂ તણા
પાછળ રે મારે ભટજી પુરબીયા કે, કમર બાંધીને ખાસડ ખડખડે.

---

લીલુડી લેખણુ વાપરી, મસ, મરવો ને માંહીં કપુર રે
દોત મગાવો દેશાવરી, અક્ષર લખશે મોટાં વહુના કંથ રે
અક્ષર લખજો નિમંળા, વાંચી જોશે બેની બાઇનો કંથ રે
વાંચીને વ્હેલા પધારજો, આપણે ઘેર છે વરઘ ને વીવા રે
આવી શકો તો આવજો, નહીંતર બેની બાઇને મોકલજો રે
નહીં રે આવો તો રૂસણાં, આપણાં સગપણનો શો રે સવાદ રે

---

# સાંજીમાં ગાવાનાં ગીતો.



સોનાની સાંજી ને રૂપાના મોર વાસ્યા રે, ઉડે રે પાંખાળા સુડલા નોતરે
ગામ ન જાણું ને નામ ન જાણું રે, કેરસ ઘેર જાઉં રે સુડલા નોતરે
ગામ છે નવું ગામ ને નામ છે એનીબાઇ, ભટજી ઘેર જાઓ સુડલા નોતરે
ઉઠો ગોરાં એની બાઇ કરો શણગાર રે, પેરો પટોળાં ઓઢો ચુંદડી રે
થાળ ભર્યો ફુલડે, છીપ ભરી શરખડે, વચમાં મેલો શ્રીફલ બીજોરડાં રે
છાબ ભરી ફુલડે માલણ આવે રે, ઘરરે પુછે રે વીવા કયાં હવા રે
ઉંચલી ખડકી ને નવલાં કમાડ રે, ગોખ જાળીયાં મંદિર માળીયાં રે
આવશે બેનર એની બાઇ, બેસશે માંડવા હેઠરે, વરરાજાનાં નયણાં શણગારશે.

---

સાંજી રે તમે રે પનોતાં તો, સમી સાંજે આગળાં રે
સમી સાંજ તમે રે પનોતાં તો, ઓરડે આગળાં રે
ઓરડા તમે રે પનોતાં તો, પરસાળે આગળાં રે
પરસાળ તમે રે પનોતાં તો, પટમોઇએ આગળાં રે
પટમોઇ તમે રે પનોતાં તો, ડેલીએ આગળાં રે
ડેલી તમે રે પનોતાં તો, ખડકીએ આગળાં રે
ખડકીએ સોનાનાં કમાડ, રેવે રૂપા કરી આગળી રે
સસરારે સોરઠડી ખડકી નીપજે રે
આઠ ઓરડા ને નવમી ઓસરી રે
દશમીને વડેરી ગજાર, કન્યા મંદિર જોવા સાંચર્યાં રે
સસરા મુજને ઝાલ ઝુમડાં ઘડાવ, માંડવડે હીંડુ મલપતી રે
માંડવ વાંસ બેચાર, બે આગળા ને બે લીલડા રે
દાતણુ ન કરે રે છઇયો ઓલશું રી,
પરણું તો કીયા દેવની કુંવરી, નહીં તર રહું કુંવારડો રી

મર્દન ન કરે રે છઇયે તેલથીરી,
પરણું તો કીયા દેવની ભત્રીજી નીકર રહું કુંવારડો રી
અંગોળ ન કરે રે છઇયે મેલશું રી,
પરણું તો કીયા દેવની ભાણેજ નીકર રહું કુંવારડોરી
ભોજન ન કરે રે છઇયે ભુખશું રી
પરણું તો કીયા દેવની બેનર, નીકર રહું કુંવારડો રી
મુખવાસ ન કરે રે છઇયે પાનશું રી
પરણું તો કઇ બાઇની બેનડ, નહીં તો રહું કુંવારડો રી
રમત ન રમે રે છઇયે રંગશું રી
પરણું તો કઇ બાઇની જનમી, નહીં તો રહું કુંવરડો રી
પોઢણુ ન કરે છઇયે નીદશું રી
પરણું તો કઇ બાઇની ભત્રીજી, નીકર રહું કુંવારડો રી
કીયા ભાઇ તમારા વીવાએ, મેં તો કોડે રંગી ચુંદડી રી
સંકેલું ત્યાં કોળીમાં સમાય, ઉખેળું ત્યાં જગમગ થાય
મોઘા મોઘા દેવ મોરાર શ્રી કૃષ્ણ મોઘા રૂકમણી રી
રૂકમણી રાતડા દાંત, શ્રી કૃષ્ણ રાતાં મોળીયાં રી
કીયા ભાઇ તમારા વીવાએ, મેં દેવ સઘળા નોતર્યા રી
નોતર્યા સઘળા દેવ, કોયલડી ઇયાં વશે રી
કાશીમાં શ્રી વિશ્વનાથ નોતર્યા રી
વિશ્વનાથ અન્નપૂર્ણા સહીત–કોયલડી
દ્વારિકામાં શ્રી રણછોડરાય નોતર્યા રી
રણછોડરાયે રાધાજી સહીત–કોયલડી
માધવપુરથી માધવરાયજી નોતર્યા રી
માધવરાયજી રૂકમણીજી સાથ–કોયલડી
કીયા ભાઇ તમારે વીવાએ, મેં તો રાય સઘળા નોતર્યા રી
નોતર્યા સઘળા રાય—કોયલડી.

સાવરે સોનાનું પોપટ પાંજરૂં જાયરે રાધાજીને ભેટ
અજવાળો વહુઅર દીવડો
દીવડીયો મેલીશ, માન્ય સાજન ઘેર આવશે
સાજનીયાં મારે વરરાજાના દાદા ઘેર કીયા દેવ પધારશે
આવશે બેસશે પાટ ઘેર મુરતીયાં પુછાવશે
સાવરે સોનાનું પોપટ પાંજરૂં જાયરે સોરઠ સરકારને ભેટ
અજવાળો સૈયર દીવડો
દીવડીયો મેલીશ, માન્ય સાજન ઘેર આવશે
સાજનીયાં રે મારે વરરાજાને કાકા ઘેર કીયા દેવ પધારશે
આવશે બેસશે પાટ ઘેર ભત્રીજો પરણાવશે
સાવ સોનાનું પોપટ પાંજરૂં, જાયરે રાજાજીને ભેટ
અજવાળો વહુઅર દીવડો
દીવડીયો મેલીશ માન્ય સાજન ઘેર આવશે
સાજનીયાં મારે વરરાજાના મામા, ઘેર કીયા દેવ પધારશે
આવશે બેસશે પાટ ઘેર, મોસાળાં લઇ આવશે
સાવરે સોનાનું પોપટ પાંજરૂં જાયરે રાણાજીને ભેટ
અજવાળો વહુઅર દીવડો
દીવડીયો મેલીશ, માન્ય સાજન ઘેર આવશે
સાજનીયાં મારે વરરાજાના વીરા ઘેર કીયો ભાઇ પધારશે
આવશે બેસશે પાટ ઘેર, વાજીંત્રો લઇ આવશે

---

આ સરસત સ્વામીને વીનવું, ઘણું રાજ હ્યો,
આ ગણપત લાગું પાય માલણુી રાજ હ્યો૦
આ અગર ચંદનના ઓરડા ઘણું રાજ હ્યો,
આ સુખડ રસીયાં કમાડ માલણુી રાજ હ્યો૦

આ સાગ સીસમના ઢોલીઆ ઘણું રાજ લ્યો,
આ ડમરા મરવાનાં છે વાણ   માલણુલી રાજ લ્યો૦
આ અતલસનાં અશીસડાં ઘણું રાજ લ્યો,
આ મશરૂની તળાઇ   માલણુલી રાજ લ્યો૦
આ ગાલે તે ગાલમશુરીયાં ઘણું રાજ લ્યો,
આ બાસ્તાના ઓછાડ   માલણુલી રાજ લ્યો૦
આ ચાર પાયે ચાર પુતળી ઘણું રાજ લ્યો,
આ આંડાણીયે ઘુમે છે મોર   માલણુલી રાજ લ્યો૦
ત્યાં પોઢે કીયાભાઇ પાતળા, ઘણું રાજ લ્યો.
કરે વહુ ઢોળેરે વાય   માલણુલી રાજ લ્યો૦
મારે ઓરડીએ આદતર વસે ઘણું રાજ લ્યો,
મારે બારસાખે બેઠારે ગણેશ   માલણુલી રાજ લ્યો૦
મારે મોભારે માણેક શોભતાં ઘણું રાજ લ્યો,
મારે રાંધણીયે જડીયાં ઝવેર   માલણુલી રાજ લ્યો૦
મારે મેડીનું માંડણ ઢોલીયો ઘણું રાજ લ્યો,
ઢોલીયાનું માંડણ રૂડો વીર   માલણુલી રાજ લ્યો૦
મારે પટશાળનું માંડણ પારણું ઘણું રાજ લ્યો,
પારણાનું માંડણ રૂડો પુત્ર   માલણુલી રાજ લ્યો૦
મારે હાંડલડે હીરા જડયા ઘણું રાજ લ્યો,
મારી ઢાંકણીએ જડયાંરે ઝવેર   માલણુલી રાજ લ્યો૦
મારે અસોને મોતી જડયાં ઘણું રાજ લ્યો,
મારી તાવડીએ ત્રણ રત્ન   માલણુલી રાજ લ્યો૦
મારે રાંધનારીને હાથ રાખડી ઘણું રાજ લ્યો,
જમનારાને હાથે છે વેઢ   માલણુલી રાજ લ્યો૦
મારે કામનારીને કોટે કાંઠલી ઘણું રાજ લ્યો,
દળનારી માથે છે મોડ   માલણુલી રાજ લ્યો૦

મારે પાણીઆરી પગે પાવલાં ઘાણું રાજ લ્યો,
મારે ગોખાને ઘુઘરમાળ માલણલી રાજ લ્યો૦
મારે ઘુંશને પગે છે ઘુઘરા ઘણું રાજ લ્યો,
મારે ઉંદરને અતલસની ઝુલ માલણલી રાજ લ્યો૦
મારે કીડીને કોટે કાંઠલો, ઘણું રાજ લ્યો,
મંકોડાને નવસર હાર માલણલી રાજ લ્યો૦
મારે માંકડ માથે મોળીયાં ઘણું રાજ લ્યો,
મારે ચાંચડ ચાવે છે પાન માલણલી રાજ લ્યો૦
મારે છછુંદર ચાલે છણકતી ઘણું રાજ લ્યો,
મારે ધરોળી પેરણ ઘાટ માલણલી રાજ લ્યો૦
મારે ગાય ભેંશને પગે ઝાંઝરી ઘણું રાજ લ્યો,
મારે બળદને ઘુઘરમાળ માલણલી રાજ લ્યો૦
મારે સાંઢની કોટે સાંકળી ઘણું રાજ લ્યો,
મારે તેજીડાં જડીત્ર પલાણ માલણલી રાજ લ્યો૦
મારે મેઘલ ઝુલે બારણે ઘણું રાજ લ્યો,
મારી ખડકીએ ખેલે છે ભાણ માલણલી રાજ લ્યો૦
મારે પટમોઈ એ પોપટ પાંજરાં ઘણું રાજ લ્યો,
મારે પરસાળે લક્ષ્મીનો વાસ માલણલી રાજ લ્યો૦
મારે માંડવ નાણાવટીઆ ભમે ઘણું રાજ લ્યો,
નાણાંવટીઓ કઇ બાઇનો કંથ માલણલી રાજ લ્યો૦
મારે માંડવ વહેવારીયા ભમે ઘણું રાજ લ્યો,
વહેવારીઓ નાની વહુનો કંથ માલણલી રાજ લ્યો૦
મારે માંડવ વખારીયા ભમે ઘણું રાજ લ્યો,
વખારીયો છે કઈ વહુનો કંથ માલણલી રાજ લ્યો૦
મારે લાંબીરે લેખણ કાનમાં ઘણું રાજ લ્યો,
લેખાવટીયો કઈ વહુનો કંથ માલણલી રાજ લ્યો૦

।રે માંડવીયે પુતળીયું રમે ઘણું રાજ લ્યો,
પુતળીયુમાં કઈ બાઈનાં નામ  માલણલી રાજ લ્યો૦
મારી વવારૂને બાણી મુઠીયાં ઘણું રાજ લ્યો,
દીકરીયુને દાંતના ચુડલા  માલણલી રાજ લ્યો૦
મારે માંડવે લવીંગ એલચી ઘણું રાજ લ્યો,
જાનઈયાને પાન પચાસ  માલણલી રાજ લ્યો૦
મારે માંડવે જોશે ઘણી લાપશી, ઘણું રાજ લ્યો,
વરરાજાને ઘેવરી કંસાર  માલણલી રાજ લ્યો૦
જાનઈયાને ઉતારા ઓરડા ઘણું રાજ લ્યો,
વરરાજાને મેડીના મોલ  માલણલી રાજ લ્યો૦
જાનઈયાને દાતણ દાડમી ઘણું રાજ લ્યો,
વરરાજાને કરંજની કામ  માલણલી રાજ લ્યો૦
મારા જાનઈયાને મર્દન તેલનાં ઘણું રાજ લ્યો,
વરરાજાને તેલ ફુલેલ  માલણલી રાજ લ્યો૦
જાનઈયાને નાવણ કુંડીયું ઘણું રાજ લ્યો,
વરરાજાને દુધ ને ખાંડ  માલણલી રાજ લ્યો૦
જાનયાને સામઈયાં શોભતાં ઘણું રાજ લ્યો,
વરરાજાને વગડે નીશાન  માલણલી રાજ લ્યો૦
મારા બડવાને મોઢે સરસ્વતી ઘણું રાજ લ્યો,
કન્યા અખંડ એવાતન હોય  માલણલી રાજ લ્યો૦
મારા બડવાનો કંઠ હીરે જડયો ઘણું રાજ લ્યો,
મારી કન્યાને સોળ શણગાર  માલણલી રાજ લ્યો૦

---

આ પેલા તે પ્હોરની વડાઇ ઘણું રાજ લ્યો,
વડાઇમાં કોણ કોણ હોય  માલણલી રાજ લ્યો૦

આ પેલી વડાઇમાં ગોહીલરાજ ઘણું રાજ લ્યો,
પ્રધાને ત્યાં પુછી છે વાત માલણુલી રાજ લ્યો૦
આ કીયારે ભટ્ટના ઓરડા ઘણું રાજ લ્યો,
અને કીયારે ભટ્ટના વાસ માલણુલી રાજ લ્યો૦
આ કોણુ સદેવના કીયા ભાઇ ઘણું રાજ લ્યો,
આ તેરે ભટ્ટના અવાસ માલણુલી રાજ લ્યો૦
આ ગોહીલરાજ તેડાં મોકલે ઘણું રાજ લ્યો,
ભટ્ટ કીયાદેવ ઓહેરા પધારો માલણુલી રાજ લ્યો૦
આ તમારે કુંવર કેરો સોહેળો ઘણું રાજ લ્યો,
તમારે જોઇયે તે રૈ મંગાવો માલણુલી રાજ લ્યો૦
આ અમારે જોઇયે પીળાં સોનલાં ઘણું રાજ લ્યો,
ધોળા રૂપાની છાંટ છોડાવો માલણુલી રાજ લ્યો૦
આ પીળાં સોનાં મારી વહુઅરને ઘણું રાજ લ્યો,
ધોળા રૂપાં દીકરીયુંને કાજ માલણુલી રાજ લ્યો૦
આ વહુવારૂ પેરે મારાં ઘર વસ્યાં ઘણું રાજ લ્યો,
દીકરીયું તો પરઘેર જાય માલણુલી રાજ લ્યો૦
આ અમારે જોઇયે સાચી અભરામી ઘણું રાજ લ્યો,
રૂપયાની છાંટ છોડાવે માલણુલી રાજ લ્યો૦
આ સાચી અભરામી મારી વહુઅરને ઘણું રાજ લ્યો,
રૂપીઆ દીકરીયુને કાજ માલણુલી રાજ લ્યો૦
આ વહુઆરૂ પેરે મારાં ઘર વસ્યાં ઘણું રાજ લ્યો,
દીકરીયું તો પરઘેર જાય માલણુલી રાજ લ્યો૦
આ અમારે જોઇયે પીળાં પટોળીયાં ઘણું રાજ લ્યો,
ઘરચોળાંની છાંટુ છોડાવો માલણુલી રાજ લ્યો૦
પીળાં પટોળાં મારી વહુવારૂને ઘણું રાજ લ્યો,
ઘરચોળાં દીકરીયુંને કાજ માલણુલી રાજ લ્યો૦

આ વહુઆરૂ પેરે મારાં ઘર વસ્યાં ઘણું રાજ લ્યો,
દીકરીયું તો પરઘેર જાય    માલણુલી રાજ લ્યો૦
આ અમારે જોઇયે પીળાં પીતાંબર ઘણું રાજ લ્યો,
મુગટાની છાંટુ છોડાવો    માલણુલી રાજ લ્યો૦
પીળાં પીતાંબર મારા કુંવરીયાને કાજ ઘણું રાજ લ્યો,
મુગટા જમાયુંને કાજ    માલણુલી રાજ લ્યો૦
આ કુંવરીયા પહેરે મારા ઘર વસ્યાં ઘણું રાજ લ્યો,
જમાયું તો ઘેર લઇ જાય    માલણુલી રાજ લ્યો૦
આ અમારે જોઇયે સવા મણ કંકુ, ઘણું રાજ લ્યો,
હીંગળાની પેટીઓ મંગાવો    માલણુલી રાજ લ્યો૦
પરતીશ પરતીસ કંકુ સામટું. ઘણું રાજ લ્યો,
પીયળ કરવા લલાટ    માલણુલી રાજ લ્યો૦
અમારે જોશે લીલા મગડા ઘણું રાજ લ્યો,
કાઠા ઘઉંની ગુણુ મંગાવો    માલણુલી રાજ લ્યો૦
અમારે જોશે લીલાં નાળીએર ઘણું રાજ લ્યો,
સોપારીની છાંટુ છોડાવો    માલણુલી રાજ લ્યો૦

---

એક રાજદુવારમાં રમતાં કન્યાજીને, દાદાજીયે હસીને બોલાવીયાં
કાંકાં રે દીકરી તારી દેહજ દુબળી, આંખડલી રતનાવળી
નથી નથી રે દાદા મારી દેહજ દુબળી. આંખડલી રે હીરે જડી
એક ગોરો તે વર મ જોશો રે દાદા, ગોરો તે આપ વખાણશે
કેડો કડ રે પાતળીયો ને મુખરે શામળીયો, તે મારી સહીયરે વખાણીયો
પાણી તે ભરતી પાણીયારીએ વખાણીયો, ભલોરે વખાણ્યો મારી ભાભીએ
એક રાજદુવારમાં રમતાં કન્યાજીને, કાકાજીએ હસીને બોલાવીયાં
કાકા રે ભત્રીજી તારી દેહજ દુબળી, આંખડલી રતનાવળી
નથી નથી રે કાકા મારી દેહજ દુબળી, આંખડલી રે હીરે જડી

એક ઉંચો તે વર મ જોશો રે કાકા, ઉંચો તે નત નેવાં ભાંગશે
રૂડો કડ રે પાતળીયો ને મુખ રે શામળીયો, તે મારી સહીયરે વખાણીયો
પાણી તે ભરતી પાણીયારીએ વખાણીયો, ભલો રે વખાણ્યો મારી ભાભીએ
એક રાજદુવારમાં રમતાં કન્યાજીને, મામાજીયે હસીને બોલાવીયાં
કાં કાં રે ભાણેજ તારી દેહજ દુબળી, આંખડલી રતનાવળી
નથી નથી રે મામા મારી દેહજ દુબળી, આંખડલી રે હીરે જડી
એક કાળો તે વર મ જોશોરે મામા, કાળો તે કુટુમ્બ લજાવશે
રૂડો કડ રે પાતળીયો ને મુખ રે શામળીયો, તે મારી સહીયરે વખાણીયો
પાણી તે ભરતી પાણીયારીએ વખાણીયો, ભલો રે વખાણ્યો મારી ભાભીએ
એક રાજદુવારમાં રમતાં કન્યાજીને, વીરેજીયે હસીને બોલાવીયાં
કાં કાં રે બ્હેન તારી દેહજ દુબળી. આંખડલી રતનાવળી
નથી નથી રે વીરા મારી દેહજ દુબળી, આંખડલી રે હીરે જડી
એક ઠીંગણો તે વર મ જોશો રે વીરા, ઠીંગણો તે નીત ઠેબે આવશે
રૂડો કડ રે પાતળીયો ને મુખરે શામળીયો, તે મારી સહીયરે વખાણીયો
પાણી તે ભરતી પાણીયારીએ વખાણીયો. ભલો રે વખાણ્યો મારી ભાભીએ·

---

સોય રંગ રમે રે કુંવારાં, કન્યાજી તો એમ ભણે રે
દાદાજી મુજ પરણાવો. ધ વર છે વેવારીયો રે
કહો દીકરી ક્યાંથી દીઠો, શેણે તારાં મન મોહ્યાં રે
રમતો તો બંશરી બજાર દડુલે, બાઈનાં મન મોહ્યાં રે
સોય રંગ રમે રે કુંવારાં, કન્યાજી તો એમ ભણે રે
કાકાજી મુજ પરણાવો, ધ વર છે વેવારીયો રે
કહો ભત્રીજી ક્યાંથી દીઠો, શેણે તારાં મન મોહ્યાં રે
ભણતો તો ભટની નીશાળ અક્ષરે, બાઇનાં મન મોહ્યાં રે

સાય રંગ રમે રે કુંવારાં, કન્યાજી તો એમ ભણે રે
મામાજી મુજ પરણાવો, ઇ વર છે વેવારીયો રે
કહો ભાણેજ કયાંથી દીઠો, શેણે તારા મન મોહ્યાં રે
જમતો તો શાક ને દાળ, ચતુરાઈએ બાઇનાં મન મોહ્યાં રે
સાય રંગ રમે રે કુંવારાં, કન્યાજી તો એમ ભણે રે
વીરાજી મુજ પરણાવો, ઇ વર છે વેવારીયો રે
બ્હેની સપનાં લાધ્યાં કે, શેણે તારાં મન મોહ્યાં રે
નથી વીરા સપનાં લાધ્યાં કે, નથી બાઇનાં મન મોહ્યાં રે
ઝીલતાતા સરોવરની પાળ, ચોટલે બાઇનાં મન મોહ્યાં રે
સાય રંગ રમે રે કુંવારાં, કન્યાજી તો એમ ભણે રે
માતાજી મુજ પરણાવો, ઇ વર છે વેવારીયો રે
કહો બેટા કયાંથી દીઠો, શેણે તારાં મન મોહ્યાં રે
બેઠાતા મેડીને મોલ, લક્ષ્મીનાં લેખાં કરે રે

---

પાંજરીયામાં પોપટ જેમ ભણે, કુંવારાં એની બાઇ એમ ભણે
એનના દાદાજી વર કયારે આવશે, એનર લંકાગઢ વાણુ પુરાવશું
લંકાગઢનાં તે સોના મંગાવશું, તમારા વરજીની પોંચી ઘડાવશું
એનર એમ કરી વરને મનાવશું, ઝાઝી હોંશે એની બાઇ પરણાવશું
પાંજરીયામાં પોપટ જેમ ભણે, કુંવારાં કન્યાજી તો એમ ભણે
એનના કાકાજી વર કયારે આવશે, એનર મલબાર શહેર વાણુ પુરાવશું
મલબાર શહેરનાં મોતી મંગાવશું, તમારા વરજીની પોંચી ચઢાવશું
એનર એમ કરી વરને મનાવશું, ઝાઝી હોંશે કન્યાજી પરણાવશું
પાંજરીયામાં પોપટ જેમ ભણે, કુંવારાં કન્યાજી એમ ભણે
એનના મામાજી વર કયારે આવશે, ભાણેજ હળવદ શહેર વાણુ પુરાવશું
હળવદ શહેરના હીરા મંગાવશું, તમારા વરજીની પોંચી જડાવશું
ભાણેજ એમ કરી વરને રીઝાવશું, ઝાઝી હોંશે ભાણેજ પરણાવશું

પાંજરીયામાં પોપટ જેમ ભણે, કુંવારાં કન્યાજી એમ ભણે
એનના વીરાજી વર કયારે આવશે, એનર જુનાગઢ શહેર લખાવશું
જુનાગઢના જડીયા તેડાવશું, તમારા વરજીની પોંચી જડાવશું
એનર એમ કરી વરને મનાવશું, ઝાઝી હોંશે એનને પરણાવશું

---

મોટાભાઇ ગ્યાતા વડોદરે, છાયલ લાવ્યા બેચાર રે
છાયલ લાવ્યા બેચાર રે૦
ગોરી ગોરાંને છાયલ શોભતાં, ઉંચી મેડી ને દીવડો ન બળે
ન દીઠી ઘરડાની નાર રે, ન દીઠી ઘરડાની નાર રે
હવે રે છાયલ માડી શું કરૂં, દોકડા બેહા હજાર રે
ખરચ્યા અવાર રે, ખરચ્યા અવાર રે
માડી છાયલ હવે શું કરૂં, બેટા છાયલ છાયલ શું કરો
છાયલ મોટી બેનને આપો રે, મોટી બેનને આપો રે
મોટી બેનને નાનાં છોકરાં, છાયલ મેલેરાં થાય રે
માડી છાયલ હવે શું કરૂં, બેટા છાયલ છાયલ શું કરો
છાયલ સારી બેનને આપો રે, સારી બેનને આપો રે
સારી બેનને બોળાં સાસરાં, છાયલ ફાટી જાય રે
છાયલ ફાટી જાય રે૦
માડી છાયલ હવે શું કરૂં, બેટા છાયલ છાયલ શું કરો
છાયલ નાની બાઇને આપો રે, નાની બાઇને આપો રે
નાની બાઇની ચાલ ઉતાવળી, છાયલ ઝરડકે જાય રે
ઝરડકે જાય રે૦
માડી છાયલ હવે શું કરૂં, બેટા છાયલ છાયલ શું કરો
બેની બાઇને આપો રે, બેની બાઇને આપો રે
બેની બાનાં સાસરાં વેગળાં, છાયલ રજે ભરાય રે
છાયલ રજે ભરાય રે૦

માડી છાયલ હવે શું કરૂં, બેટા છાયલ છાયલ શું કરો
શોભે મારા ઘરડાની નાર રે, શોભે મારા ઘરડાની નાર રે
ઉંચે મેડીમાં દીવડો બળે રે, દીઠી ઘરડાની નાર રે
દીઠી ઘરડાની નાર રે૦
માડી છાયલ ભલે આણીયાં, દોકડા ખરચ્યા પરમાણુ રે
દોકડા ખરચ્યા પરમાણુ રે૦

---

ઉંચા ઉંચા રે દાદે ગઢ રે ચણાવ્યા, ગઢ રે સરીખા ગોખ મેલીયા,
ત્યાં ચડીને બાઇને દાદાજીયે જોયું, કન્યા ગોરાં ને રાય વર શામળા
તેના ઓરતડા મ કરશો દાદા, દ્વારકાંમાં રણછોડરાય શામળા
ઉંચા ઉંચા રે કાકે ગઢ રે ચણાવ્યા, ગઢ રે સરીખા ગોખ મેલીયા,
ગઢ રે ચડીને બાઇને કાકાજીયે જોયું, કન્યા ગોરાં ને રાય વર શામળા
તેના ઓરતડા મ કરશો કાકા, કાશીમાં વિશ્વનાથ છે શામળા
ઉંચા ઉંચા રે મામે ગઢ રે ચણાવ્યા, ગઢ રે સરીખા ગોખ મેલીયા
ગઢ રે ચડીને બાઇને મામાજીયે જોયું, કન્યા ગોરાં ને રાય વર શામળા
તેના ઓરતડા મ કરશો મામા, નગરમાં નાગેશ્વર બેઠા શામળા
ઉંચા ઉંચા રે ભાઇયે ગઢરે ચણાવ્યા, ગઢ રે સરીખા ગોખ મેલીયા
ગઢ રે ચડીને બાઇના વીરાજીયે જોયું, કન્યા ગોરાં ને રાય વર શામળા
તેના ઓરતડા મ કરશો વીરા, લક્ષ્મીજીના શ્રી કૃષ્ણ વર શામળા

---

આંબલીયો કાંઇ થડે થોડો ડાળે ઘણો રે
પાંદડે ઘેર ગંભીર તો મહાજ્ય મોહીયો
ઈ આંબે કોણ કોણ બેસે, ઉંચા ગોરા પાતળા રે
ઈ આંબે રામચંદ્ર બેસે, ઉંચા ગોરા પાતળા રે

બેઠા બેઠા નજરે નીહાળે, તો સીતા સીતા ભણે રે
કોઇ મારો સગો ને સંબંધી, તો કોઇ મારો સારથી રે
કોઇ અમને લંકા દેખાડે, સીતાજીને મેળવે
હનુમાન માહરો સગો, ને સારથી રે
લખમણ માહરો માડી જાયો વીર સીતાજીને મેળવે
એણે અમને લંકાં દેખાડી, સીતાજીને મેળવ્યાં
કોણે તારાં નેણાં સમાર્યાં અંબોડો પુલે ભર્યો
અમારે છે કોયલ બેન, બેનર વસે વનમાં રે
એણે મારાં નેણ સમાર્યાં, અંબોડો પુલે ભર્યો

---

લટકાળી રે માળણ લટકે રે આવે, લટકે લાવે રે ચાંપાં ચોસેરાં
લટકાળા રે શ્રી કૃષ્ણ ગામ પધાર્યા, કોણ હોરે રે ચાંપાં ચોસેરાં
લટકાળાં રે રૂકમણી મૈયર પધાર્યાં, કોણ પ્હેરે રે ચાંપાં ચોસેરાં
લટકાળી રે માળણ લટકે રે, આવી, લટકે લાવી રે ચાંપાં ચોસેરાં
લટકાળા રે શ્રી કૃષ્ણ ગામથી આવ્યા, તેણે હોર્યાં રે ચાંપાં ચોસેરાં
લટકાળાં રે રૂકમણી મૈયરથી આવ્યાં, તેણે પ્હેર્યાં રે ચાંપાં ચોસેરાં
લટકાળી રે માળણ લટકે રે આવે, લટકે લાવે રે ચાંપાં ચોસેરાં
લટકાળા રે ભાઇ ગામ પધાર્યા, કોણ હોરે રે ચાંપાં ચોસેરાં
લટકાળાં રે વહુ મૈયર પધાર્યાં, કોણ પ્હેરે રે ચાંપાં ચોસેરાં
લટકાળી રે માળણ લટકે રે આવી, લટકે લાવી રે ચાંપાં ચોસેરાં
લટકાળા રે ભાઇ ગામ આવ્યા, તેણે હોર્યાં રે ચાંપાં ચોસેરાં
લટકાળાં રે વહુ મૈયરથી આવ્યાં, તેણે પ્હેર્યાં રે ચાંપાં ચોસેરાં

---

# માલણ

માલણ તારી વાડીયે, રસભીની હો માલણ
કીયા કીયા રોપ રોપાય, સાહેબજીની માલણ
ડમરો ને મરવો કેવડો, રસભીની હો માલણ
જાઈ ને જાવંત્રીનો છોડ. સાહેબજીની માલણ
કયે ભાઈએ જોશી તેડાવીયા રસભીની હો માલણ
કીયા ભાઈનાં લગન જોવાય, સાહેબજીની માલણ
કીયા ભાઈએ સાળવી તેડાવીયા, રસભીની હો માલણ
કીયા ભાઈના વાઘા વણાય. સાહેબજીની માલણ
કીયા ભાઈએ દોશી તેડાવીયા, રસભીની હો માલણ
કીયા ભાઈના વાઘા વેત્રાય, સાહેબજીની માલણ
કીયે ભાઈયે દરજી બેસારીયા, રસભીની હો માલણ
કીયા ભાઈના વાઘા સીવાય, સાહેબજીની માલણ
કીયે ભટ્ટે કેસર ઘોળીયાં, રસભીની હો માલણ
કીયા ભાઈના વાઘા છંટાય, સાહેબજીની માલણ
કઈ વહુએ અમીરસ ઘોળીયાં, રસભીની હો માલણ
કીયા ભાઈએ અમીરસ પીધાં, સાહેબજીની માલણ
દાદાજીએ જોશી તેડાવીયા, રસભીની હો માલણ
વરરાજાનાં લગન લેવાય, સાહેબજીની માલણ
કાકાજીયે સાળવી તેડાવીયા, રસભીની હો માલણ
વરરાજાના વાઘા વણાય, સાહેબજીની માલણ
વીરાજીયે દરજી બેસારીયા, રસભીની હો માલણ
વરરાજાના વાઘા સીવાય, સાહેબજીની માલણ
ભટ્ટજીએ કેસર ઘોળીયાં, રસભીની હો માલણ
વરરાજાના વાઘા છંટાય, સાહેબજીની માલણ

વરમાયે અમીરસ શ્રોળીયાં, રસભીની હો માલણ
વરરાજાયે અમીરસ પીધાં, સાહેબજીની માલણ

---

વસુદેવે રાયજંગ માંડીયો, નંદના કુંવરને કાજ રે
કુંવરના કાજ રે૦
માંડવો રોપ્યો રે મલપતો, સોનું ઘડે રે સોનાર રે
ઘડે રે સોનાર રે૦
ઘડયા રે યાદવકુળના એરખા. વહુજી નવસેરો હાર રે
નવસેરો હાર રે૦
ઉંચી ચડું રે ઉંચેરડી જોઉં, મારી જાનુની વાટ રે
જાનુની વાટ રે૦
કોણ ઘોડે ને કોણ હાથીએ. કોણ ચડયું છે તોખાર રે
તોખાર રે૦
કોણ બીરાજે પાલખી, ચાર દશ ચમર ઢોળાય રે
ઢોળાય રે૦
નાથજી ઘોડે શ્રી નાથજી હાથીએ, લાલજી ચડયા રે તોખાર રે
તોખાર રે૦
નંદનો કુંવર બીરાજે પાલખી. ચાર દશ ચમરૂં ઢળાય રે
ચમરૂં ઢળાય રે૦
દાદાજીએ રાયજંગ માંડીઓ, વરરાજાને કાજ રે
રાજાને કાજ રે૦
માંડવડો રોપ્યો મલપતો, સોનું ઘડે રે સોનાર રે
ઘડે રે સોનાર રે૦
ઘડયા રે વરરાજાના એરખા, એનર નવસેરો હાર રે
નવસેરો હાર રે૦

ઉંચી ચડુંને ઉંચેરડી જોઉં, મારી જાનુની વાટ રે
મારી જાનુની વાટ રે૦
કોણ ઘોડે ને કોણ હાથીએ, કોણ ચડયું રે તોખાર રે
તોખાર રે૦
કોણ બીરાજે પાલખી, ચાર દશ ચમરૂં ઢળાય રે
ચમરૂ ઢળાય રે૦
જેઠ ઘોડેને સસરા હાથીએ, દીયર ચડયા રે તોખાર રે
ચડયા રે તોખાર રે૦
વરરાજા બીરાજે પાલખી, ચાર દશ ચમરૂં ઢળાયરે
ચમરૂ ઢળાય રે૦
સોનું તે સોનું શું કરો સોનું હાટે વેચાય, કાંટે તોળાય રે
કાંટે તોળાય રે૦

સોનૈયો વર બ્હેની બાઇ તણો—

---

ઉત્તર દક્ષિણ ઉંચી માળણી, માલણ આવો અમારે દેશ રે
હું કેમ આવું દેશાવરે, આડા સમુદર સરખા બેટ
બેટ બરાબર બેટડું, માલણ બેસીને ઉતરજો રે
રણછોડરાય પેરાવે ધુઘરા, માલણ રૂમઝુમ કરતાં આવો
લક્ષ્મીજી પેરાવે વીંછીયાં, માલણ ઠમઠમ કરતાં આવો
ઉત્તર દક્ષિણ ઉંચી માલણી, માલણ આવો અમારે દેશ રે
હું કેમ આવું દેશાવરે. આડા સમુદર સરખા બેટ
વહુજી જમાડે લાપશી, માલણ જમીજુઠી ઘેર જાજો
વીરાજી ઓઢાડે ચુંદડી, માલણ ઓઢી પેરી ઘેર જાજો
માલણડી મચકો ઘણો, માલણ ન આવે નાની વહુને તોલે

---

અગરચંદનના ઓરડા, સુખડરચીયાં કમાડ,
સાગસીસમનો ઢોલીયો, ચમરાડમરાનાં વાણુ
અતલસનાં ઓશીકલાં, મશરૂની તળાશુ
ગલવટગાલ મશાલીયાં, ભેરવના ઓછાડ
ત્યાં ચડી નાનાભાઈ પોઢીયા, નાની વહુ ઢોળે વાય
વાય ઢોળન્તાં વીનવે, સ્વામી સુણો મારી વાત
જેવાં રે જેઠાણીને તનમનીયાં, એવાં અમને ઘડાવો
સંપત હોય તો ઘડાવીયે, નહીંતર વંડીઓ ચણાવો
ભાઈ રે મોટાભાઈ વીનવું, તમે સુણો મારી વાત
તમારી ગોરીને તનમનીયાં, મારા ઘરમાં વઢવેડ
નવા રે નગરના સોનીડા, સામે ઓરડે બેસાર્યા
બાર ગદીનાં તનમનીયાં, નાની વહુને સોવરાવ્યાં

---

ઉંચી ઉંચી મેડી વાદળીયાં કમાડ, વાદળીયાં કમાડ રે
ત્યાં રે ઢળાવો ભમર ઢોલીયા, ત્યાં ચડી પોઢે મારી માડીનો જાયો
માડીનો જાયો રે૦
ઉભાં ભાભલડી ઢોળે વાહોલાં, વાય ઢોળતાં ને નીંદરડી આવી
નીંદરડી આવી રે૦
હાથનો વીંઝણો હેઠો પડયો, વાડેથી આવ્યા પછવાડેથી આવ્યા
પછવાડેથી આવ્યા રે૦
વીંઝણો નાના જમાઈ હરી ગયા, આઘેરાં જાતાં બીજા જમાઈ મળ્યા રે
જમાઈ મળ્યા રે
બેયે મળીને વીંઝણો બેવડો, શેરીયે જાતાં ત્રીજા જમાઈ મળ્યા રે
જમાઈ મળ્યા રે૦
ત્રણે મળીને વીંઝણો ત્રેવડો, ચોકમાં જાતાં ચોથા જમાઈ મળ્યા રે
જમાઈ મળ્યા રે૦

ચારે મળીને વીંઝણો ચોવડો, લીલી ઘોડીને પાતળીયો અસ્વાર
પાતળીયો અસ્વાર રે૦
વીંઝણાની વારે વીરાજી ચડયા, ઓરડામાં ઉભાં નાની બેન બોલ્યાં
નાની બેન બોલ્યાં રે૦
વીરાજી રેંટ ન મારશો, લ્યો મારી ત્રોટી એની મત ખોટી
એની મત ખોટી રે૦
હવે રે નહીં ચોરે વહુનો વીંઝણો, ઓશરીમાં જાતાં બીજાં બ્હેન બોલ્યાં
બીજાં બ્હેન બોલ્યાં રે૦
વીરાજી રેંટ ન મારશો, લ્યો મારો મોર, કેશોમા જી ચોર
કેશોમા જી ચોર રે૦
હવે રે નહીં ચોરે વહુનો વીંઝણો, માંડવામાં ઉભાં અગણી બ્હેન બોલ્યાં
અગણી બ્હેન બોલ્યાં રે૦
વીરાજી રેંટ ન મારશો, લ્યો મારો ત્રોડો, મારશો માં જોડો
મારશો માં જોડો રે૦
હવે રે નહીં ચોરે વહુનો વીંઝણો, ડેલીએ ઉભાં ચોથી બેન બોલ્યાં
ચોથી બેન બોલ્યાં રે૦
વીરાજી રેંટ ન મારશો, લ્યો મારી કંડી, તેની જાત વંઠી
તેની જાત વંઠી રે૦
હવે રે નહીં ચોરે વહુનો વીંઝણો.

---

* કન્યાજી દાદાજીને ખોળે બેઠાં એમ ભણે રે
દાદા વર જોજો કાંઇ, દેરાં માયલો દેવ રે
કન્યા દેરાસર પુતળી રે૦

---

* કન્યાની સાંજીમાં આ ગીત લેવાનું છે.

કન્યાજી કાકાજીને ખોળે બેઠાં એમ ભણે રે
કાકા વર જો જો કાંઇ, વાડી માયલો મોર રે
કન્યા ઢળકતી ઢેલડી રે૦

કન્યાજી મામાજીને ખોળે બેઠાં એમ ભણે રે
મામા વર જો જો કાંઇ, અષાઢીનો મેઘ રે
કન્યા ઝબુકતી વીજળી રે૦

કન્યાજી વીરાજીને ખોળે બેઠાં એમ ભણે રે
વીરા વર જો જો કાંઇ, ચાંપલીયાનો છોડ રે
કન્યા ચાંપાસર પાંખડી રે૦

દાદા દરશન લાગ્યો, દેરા માયલો દેવ રે
દરશામણુ લાગી પુતળી રે૦

કાકા ખેલણુ લાગ્યો, વાડી માયલો મોર રે
ખેલામણુ લાગી ઢેલડી રે૦

મામા વરસણુ લાગ્યો, અષાઢીનો મેઘ રે
ઝબુકણુ લાગી વીજળી રે૦

વીરા સોરમ લાગ્યો, ચાંપલીયાનો છોડ રે
સોરંભે લાગી પાંખડી રે૦

---

સાવરે સોનાની મારી પાલખી,
જાય રે રણછોડરાયને ભેટ, અવસર ઘેર આપણે
વહુજી કીયા ભાઇને વીનવે
સ્વામી અમને પાલખી ઘડાવો, હીંડોળે નાવે નીંદરી
બાસઠ બારીયું મેલાવો
વાહોલીયે આવે નીંદડી, ચોસઠ જાળીયો મેલાવો
અજવાળે આવે નીંદડી

ઓશીકે કેવડીઓ રોપાવો
સારમે આવે નીંદડી
પાંગતે દાસીને બેસાડો,
વીસામે આવે નીંદડી
ફરતી તે પુતળીઓ બેસાડો,
શોભાએ આવે નીંદડી
ગોદડીએ બેનીને બેસાડો.
વાતડીએ આવે નીંદડી
પડખાંમાં પુત્રને પોઢાડો,
નીરાંતે આવે નીંદડી
ઓશરીમાં ઉભાં નણદી સાંભળે. નહીં આપણુ ગોત્રજની રીત
પાછી વાળો પાલખી
આવતાં ને જાતાં વહુવર લવલવે, નહીં કરૂં કાપડાંની કસ
નહીં બાંધું બાઇને બારણે
મોટાં બા વીંછી કેરો આંકડો, નાનાં બા ખાંડાની ધાર
અવસર વેર આપણે

---

રાજા વડ રે વાવ્યો ને પીપળ છાંયો, છાંયો છાંયોરે આપલીયાનો છોડ
નીંદરડી નૈણાં આહી રહી૦
રાજા પેલડા પોરની નીંદડી, સુખ હોજોરે શ્રી કૃષ્ણની સેજ
નીંદરડી નૈણાં આહી રહી૦
રાણી રુકમણીજી જગાડે, જાગે નહીં, પોઢયા જાગો રે સુભદ્રાના વીર
નીંદરડી નૈણાં આહી રહી૦
રાણા બીજલા પોરની નીંદડી, સુખ હોજો રે મોટા ભાઇની સેજ—નીંદરડી
રાણી મોટાં વહુ જગાડે જાગે નહીં, પોઢયા જાગો રે બેન બાઇના વીરા—નીંદરડી

તમે કયાં રે પીધા રે કસુંબલા, કીયાં ચાવ્યાં રે નાગર વેલનાં પાન—નીંદરડી
અમે નથી રે પીધા રે કસુંબલા, નથી ચાવ્યાં રે નાગરવેલનાં પાન—નીંદરડી
અમે અસુરા દરબારમાંથી આવીયા, નીદ્રા આવી રે સારી માજમ રાત—નીંદરડી
તમને શે મસે આવે નીંદડી, આપણે ઘેર છે વરઘ તે વાવા—નીંદરડી

---

રાજાની વાડીમાં વૃક્ષ મોહ્યું, મેં રે જાણ્યું કેસર કેવડો
વાડી તે વેડીને ઘેર આણ્યું, તેની ઘડાવો રાજા પાલખા
પાલખડીને પાયા રત્ન જડીયા, ઇસે ઢળાવો ઝાઝો હીંગળો
પડસુત્ર કેરી પાટી વણાવો, દોરી ભંગાવો ઝાઝા હીરની
મશરૂ તણી તળાઈ પથરાવો, અતલસનાં ઓશીસલાં
ભેરવના ઓછાડ ઓછડાવો, ગલવટ ગાલ મશોલીયાં
ત્યાં કાંઇ અન્દન પોઢે નન્દન પોઢે, ભડ રે પોઢે રે વસુદેવ તણા
ઉભાં લક્ષ્મીજી વાય દોળે, હાથનો વેણો રંગ રમે
ત્યાં કાંઇ અન્દન પોઢે નન્દન પોઢે, ભડ રે પોઢે રે દાદાજી તણા
ઉભાં વવારૂ વાય ઢોળે, હાથનો વેંણો રંગ રમે
માગ્ય માગ્ય સુંવાસણ, માગ્ય પનોતી ભડરે ત્રુઠયા રે દાદાજી તણા
લાચ્છ માગું ને છાશ માગું, ભગર ભેંસ દુઝાણું રે
કાહા તે ધઉંની ત્રાણ માગું, વાડો ભરીને વાછરૂં
સાસુ ને સસરાની સેવ માગું, દેર જેઠનાં જોડલાં
દેરાણી જેઠાણીના વાદ માગું, આશીશ માગું મારી નણંદની
ઓશીશે ધ્રર ચોળાં એવાતણ માગું, પાંગતે પછેડી મારા પુત્રને
હું તો સેજ સુતી શ્યામ દેખું, ખોળે પુત્ર ધવરાવતી
સ્વામીરાજ તમારાં જે તેજ અમારાં, અખંડ હોજો સૌનો ચુડલો.

---

* ઘોડી અગનગગન પગ માંડ કે ચાલ ઉતાવળી રે
ઘોડી અજવે ચાલે ને મજલે ડગ ભરે
ઘોડી જઈ ઉભી ગામને ચોક—વીવા આવ્યા ઢુકડા
બેનર ઉઠો કઈબા પાતળાં
બેનર સોળ કરો શણુગાર—વીવા આવ્યા ઢુકડા.
વીરા હું કેમ આવું એકલી, મારે ઇશ્વર સરખા ભરથાર
વીવા આવ્યા ઢુકડા
તારા ઇશ્વરને ચડવા ઘોડલા
મારી બેનરને માફાની વેલ—વીવા આવ્યા ઢુકડા.

## શેવ પાપડ વણતી વખતે ગાવાનાં ગીતો



આંગલડી ભીંજે ને મારે નખ રમે રે, ફરકે મારા ડાબા પગનો લાંક રે
આજ કોણ પરોણો આવશે રે૦
મોટાભાઇ આવ્યા, નાનાભાઇ આવશે રે, વચટ ભાઇની જોઇ વશેકે વાટરે
વરરાજા આવે રે રંગ રહેશે રે૦
આંગલડી ભીંજે ને મહારે નખ રમે રે, ફરકે મારા ડાબા પગનો લાંક રે
આજ કોણ વહુવારુ આવશે રે૦
મોટી વહુ આવ્યાં, નાની વહુ આવશે રે, શણગાર વહુની જોઇ વશેકે વાટ રે
સારી વહુ આવ્યે રંગ રહેશે રે૦
આંગલડી ભીંજે ને મહારે નખ રમે રે, ફરકે મારા ડાબા પગનો લાંક રે
આજ કોણ દીકરીયું આવશે રે૦
મોટી બેન આવ્યાં, નાની બેન આવશે રે, છોટી બેનની જોઇ વશેકે વાટ રે
વડ બેનડ આવ્યે રંગ રહેશે રે૦

* સાંજનું ગીત છે, બંને તરફ ગાય છે.

આંગલડી ભીંજે ને મહારે નખ રમે રે, ફરકે મારા ડાબા પગનો લાંક રે
આજ કોણ ભટ્ટ નાચશે રે૦
કીયો ભટ્ટ નાચીયો, કોણ ભટ્ટ નાચશે, કયા ભટ્ટની જોઇ વશેક વાટ રે
કોણ ભટ્ટ નાચ્યે રંગ રહેશે રે૦

---

કાને કડાં ને મારા ઘર વશે રે, કેમે કરીને રાખો ઘરની લાજ રે
મેં કોડે પગરણ આદર્યાં રે૦
ભર્યો રે સમુદ્ર મારો અણોશ્વરો રે, નાવ્યો મારો પંચધારી બાપ રે
મેં કોડે પગરણ આદર્યાં રે૦
ભર્યો રે સમુદ્ર મારાં અણોશ્વરાં, નાવી મારી ગંગા જમના મારે
મેં કોડે પગરણ આદર્યાં રે૦
ઓરડીએ દીવો રે મારી અણોશ્વરી, નાવી મારી નાનકડી ભોજાઇ
મેં કોડે પગરણ આદર્યાં રે૦
ખીલીએ કસુંબાં મારાં અણોશ્વરાં, નાવી મારી નાની મોટી બેન રે
મેં કોડે પગરણ આદર્યાં રે૦
પરસાળે પારણીઆં મારાં અણોસરાં, નાવ્યાં મારાં ભાણેજ ને ભત્રીજી રે
મેં કોડે પગરણ આદર્યાં રે૦
રાંધણીએ રસોઈ મારી અણોસરી, નાવી મારી મોટેરી ભોજાઇ રે
મેં કોડે પગરણ આદર્યાં રે૦
માંડવડે દીવારે મારા અણોસરા, નાવી રે મારે વરઘોડીઆંની જોડ રે
મેં કોડે પગરણ આદર્યાં રે૦
ખડકીના દીવા રે મારા અણોસરા, નાવ્યું મારું સકએરું સાજન રે
મેં કોડે પગરણ આદર્યાં રે૦
ભર્યો રે સમુદ્ર મારો હેલુદીએ રે, આવ્યો મારો પંચાધારી બાપ રે
મેં કોડે પગરણ આદર્યાં રે૦

ભર્યાં રે સરોવર મારાં હેલુદીએ, આવી મારી ગંગા જમના માત રે
મેં કોડે પગરણુ આદર્યાં રે૦
ઓરડીએ દીવા રે મારા તેજ કરે, આવી મારી નાનકડી ભોજાઇ રે
મેં કોડે પગરણુ આદર્યાં રે૦
ખીલીનાં કસુંબાં મારે શોભતાં, આવી મારી નાની મોટી બેન રે
મેં કોડે પગરણુ આદર્યાં રે૦
પરસાળે પારણીઆં મારાં ઝુલતાં, આવ્યાં મારાં ભાણેજ ને ભત્રીજી રે
મેં કોડે પગરણુ આદર્યાં રે૦
રાંધણીએ રસોઇ મારી હેલદીએ, આવી મારી મોટેરી ભોજાઇ રે
મેં કોડે પગરણુ આદર્યાં રે૦
માંડવડે દીવા રે મારા તેજ કરે, આવી મારાં વરઘોડીઆંની જોડ રે
મેં કોડે પગરણુ આદર્યાં રે૦
ડેલીએ દીવા રે મારા હેલદીએ, આવી મારા વીરાજીની જોડ
મેં કોડે પગરણુ આદર્યાં રે૦
ખડકીના દીવા રે મારા ઝગમગે, આવી મારે વાજીંત્રની જોડ રે
મેં કોડે પગરણુ આદર્યાં રે૦

---

પાછલી પછીતે ચાંપલીઓ શો મોર્યો રે
થડ થોડો ને ડાળે અતિ ઘણો રે
પેલી ડાળે છાયા મારા ઓરડા રે
બીજી ડાળેરે છાય ઓસરી રે
ત્રીજી ડાળે છાયા મારા ચોક રે
ચોથી ડાળે છાયો મારો માંડવો રે
કોણુસ આવ્યે કરું શણગાર રે
કોણુસ આવ્યે બેસું ગોઠડી રે

કાણુસ આવ્યે માંડું જગીયા જાગ રે
કાણુસ આવ્યે રે મારાં ઘર વસે રે
કાણુસ આવ્યે રે ચોપાટો શી ડોલે રે
કાણુસ આવ્યે રે મારાં ગોત્રજ હસે રે
કાણુસ આવ્યે તોરણ લ્હેરે જાય રે
કાણુસ આવ્યે રે શેરી રણઝણે રે
કાણુસ આવ્યે, માંડવ લ્હેરે જાય રે
કાણુસ આવ્યે, મારાં દીલ હસે રે
સ્વામી આવ્યે કરું શણગાર રે
વીરોજી આવ્યે રે બેસું ગોઠડી રે
દીકરો આવ્યે માંડું જગીયા જાગ રે
વહુવારુ આવ્યે રે મારાં ઘર વસે રે
નણદોઇ આવ્યે ચોપાટો શી ડોલે રે
નણદી આવ્યે રે મારાં ગોત્રજ હસે રે
જમાઈ આવ્યે તોરણ લ્હેરે જાય રે
દીકરી આવ્યે રે શેરી રણઝણે રે
સાજન આવ્યે માંડવ લ્હેરે જાય રે
કુટુમ્બ આવ્યે મારાં દીલ હસે રે

---

# ગણપતિપૂજન



ગણેશ પાટ બેસારીએ, ભલાં નીપજે પકવાન
સગાં ને સંબંધી તેડીયે, જો પુજ્યા હોય મોરાર
ઉંચાં તે મંદિર માળીયાં, ને ફળવાળા વાસ
હીંડોળા ખાટે હીંચીયે, જો પુજ્યા હોય મોરાર
ભલી તે ભેંશ ભમરીયાળી, નાગલ શીંગે હોય
સાંજે સવારે મેળાયે, જો પુજ્યા હોય મોરાર
ગોળીએ ગોરસ ઘુમીયે, ને ઘેર સુકુમની નાર
વાડે વચ્છેરાં હણહણે, જો પૂજ્યા હોય મોરાર
આંબા તે રસની કાતળી, મારી માતાજી પીરસણે હોય
એગો બેસારીયે બેટડો, જો પૂજ્યા હોય મોરાર
ગંગોદકનાં તે સ્નાન કીજે, મારી ભાભીજી નાવણહાર
સોળે શણગાર સજાવીયે, જો પૂજ્યા હોય મોરાર
સાત તે ભાઇની બેનડી, ઉભી તે માંડવા મોઝાર
નિત્ય નિત્ય આણાં તો વળે, જો પૂજ્યા હોય મોરાર

---

ગણેશ દુંદાળા રે, ફાંદ ફુંદાળા, પરથમ ગણેશ બેસારો રે
મારા ગણેશ દુંદાળા, કૃષ્ણની જાને રુડા હાથીડા સાંડાડો
હાથીડે સોનાની અંબાડી રે, મારા ગણેશ દુંદાળા
કૃષ્ણની જાને ઘોડલાં શણગારો, ઘોડલે જડીત્ર પલાણ રે
મારા ગણેશ દુંદાળા૦
કૃષ્ણની જાને રુડી વેલડી, શણગારો, વેલડીયે મશરૂના માફા રે
મારા ગણેશ દુંદાળા૦

કૃષ્ણની જાને રુડા જાનૈયા, સોંડાડો, જાનૈયા કેસરભીના રે
મારા ગણેશ દુંદાળા૦
કૃષ્ણની જાને રુડી જાનરડી સોંડાડો, જાનરડી કંકુ વરણી રે
મારા ગણેશ દુંદાળા૦
ઇંદ્ર ઇંદ્રાણી ને રુદ્ર રુદ્રાણી, બ્રહ્મા સાવિત્રી સોંડાડયાં રે
મારા ગણેશ દુંદાળા૦
ચોસઠ દેવતાને જાને સોંડાડયા, ગણેશને ઘેર વીસાર્યા રે
મારા ગણેશ દુંદાળા૦
વાયા વાહોલીયા ને મેહુલીયા વરસ્યા, રણ રે વગડામાં રથ થંભ્યા રે
મારા ગણેશ દુંદાળા૦
ભાંગી પીંજણ ને ભાંગી તળાઇ, ધોરીની ત્રુટી બેવડ રાશું રે
મારા ગણેશ દુંદાળા૦
ઉઘાડે વાંસે ને અણવાણે પગે, ગણેશ મનાવા કૃષ્ણ ચાલ્યા રે
મારા ગણેશ દુંદાળા૦
ઉઠો ગણેશ ને ચાલો પરમેશ, તમ આવ્યે રંગ રહેશે રે
મારા ગણેશ દુંદાળા૦
અમારે જોશે સવામણનો રે લાડુ, તમારા વેવાઇ ભડકે રે
મારા ગણેશ દુંદાળા૦
લાંબી છે સુંઢ ને મોટી છે ફાંદ, અમ આવ્યે તમ લાજો રે
મારા ગણેશ દુંદાળા૦
વીવા, અધરણી ને જગન, જનોઇ, પ્રથમ ગણેશ બેસારું રે
મારા ગણેશ દુંદાળા૦

---

જોશી તેડાવ્યાને મુહુરત જોવરાવ્યાં, બહુ રે મુહુરત રુડાં આવ્યાં રે
ચાલો ગણેશ વધાવા૦

કળશ થાપન કરી આવાહન કીધાં, ગણેશ નોતરાં દીધાં
ચાલો ગણેશ વધાવા૦
વેદ વચને કરી ગણપતિ આવ્યા, સહુજનને મન ભાવ્યા રે
ચાલો ગણેશ વધાવા૦
ગણેશ બેઠા ને વરત્યો જેજેકાર, રાજી થાયે સહુ નર ને નાર રે
ચાલો ગણેશ વધાવા૦
લાવો સહુ વસ્તુ મંગળકારી, પુજીયે પાટ બેસારી રે
ચાલો ગણેશ વધાવા૦
લંબોદર, ગજવદન વિશાલ, લાડુ જમાડો ભરી થાળ રે
ચાલો ગણેશ વધાવા૦
રાજી થાય કૃપાસિંધુ દયાળ, નાસે વિઘ્ન તતકાળ રે
ચાલો ગણેશ વધાવા૦
પ્રેમાનંદ કહે પુજી ચરણો રે, મનવાંછિત ફળ માગો રે
ચાલો ગણેશ વધાવા૦

---

## માંડવા વખતે ગાવાનાં ગીત



જીરે સોનાની સળીએ માંડવો, રૂપાની વળીએ માંડવો
મારે માંડવે મળ્યા રે બોરાર, છપન્ન ક્રોડ જાદવ મળ્યા,
હાંજી કહી વહુ કયા ભાઇને વીનવે,
નાણાવટીયો વર રાયજંગ દેખાડ, રાયજંગ હોય રળીયામણો
ગોરી રાયજંગ રાયજંગ શું કરો
આપણે ઘેર છે વીવા જેવડાં કાજ, રાયજંગ હોય રળીયામણો

જીરે સોનાની સળીએ માંડવો, રુપાની વળીએ માંડવો
મારે માંડવે મળ્યા રે મોરાર, છપ્પન ક્રોડ જાદવ મળ્યા
હાંજી કહી વહુ ક્યા દેવને વીનવે
હોંશીલા વર રાયજંગ દેખાડ, રાયજંગ હોય રળીયામણો
ગોરી રાયજંગ રાયજંગ શું કરો,
આપણે ઘેર છે વીવા જેવડાં કાજ, રાય જંગ હોય રળીયામણો
સોનાની સળીએ માંડવો, રુપાની વળીએ માંડવો
મારે માંડવે મળ્યા રે મોરાર, છપ્પન ક્રોડ જાદવ મળ્યા
હાંજી કહી વહુ વરને વીનવે

---

સહુ સજના વર રાયજંગ દેખાડ, રાયજંગ હોય રળીયામણો
બાર બત્રીશી મારી તાંબડી, મેલી છે માંડવા હેઠ
ઘેર સાજનીયા પધારશે૦

સાજનીયા મારે કન્યાજીના દાદા, ઘેર દાદાજી પધારશે
દાદાજી અન્નના દાતાર, ભુખ્યાંને ભોજન આપશે
તરસ્યાંને પાણી પાય, વીખુટાં સાજન મેળવે
બાર બત્રીશી મારી તાંબડી, મેલી છે માંડવા હેઠ
ઘેર સાજનીયાં પધારશે૦

સાજનીયા મારે કન્યાજીના કાકા, ઘેર કાકાજી પધારશે
કાકાજી અન્નના દાતાર, ભુખ્યાંને ભોજન આપશે
તરસ્યાંને પાણી પાય, વીખુટાં સાજન મેળવે
બાર બત્રીશી મારી તાંબડી, મેલી છે માંડવા હેઠ
ઘેર સાજનીયા પધારશે૦

સાજનીયા મારે કન્યાજીના મામા, ઘેર મામાજી પધારશે
મામાજી અન્નના દાતાર, ભુખ્યાંને ભોજન આપશે
તરસ્યાંને પાણીડાં પાય, વીખુટાં સાજન મેળવે
બાર બત્રીશી મારી તાંબડી, મેલી છે માંડવા હેઠ
ઘેર સાજનીયા પધારશે૦
સાજનીયા મારે કન્યાજીના વીરા ઘેર વીરાજી પધારશે
વીરાજી અન્નના દાતાર, ભુખ્યાંને ભોજન આપશે
તરસ્યાંને પાણીડાં પાય, વીખુટાં સાજન મેળવે

---

માંડવ રે કોઇ ઢાળોને બાજોઠ, કે ફરતી મેલીને કુંકાવટી
તેડાવો રે આશાપરીના જોશી, કે આજ મારે લખવી છે કંકોતરી
કંકોતરી બાંધજો રે ભાઇ, પછેડી, ભાઇ જાય–બહેનને નોતરે
બેની રે તું તો સુતી છો કે જાગછ, તમારે રે મહીયર પગરણુ આદર્યાં
વીરા રે હું તો ગરથડીયાની ઘેલી, કે આંગણે આવ્યો રે
વીર નવ ઓળખ્યો કે આગળ રે મારે, ભાઇના ઘોડા કે પડઘી વાગે રે
ઘોડાતણી પાછળ રે મારે, બહેનના માફા કે માફા ઝળકે રે
અતલસ તણા કે, પાછળ રે ઓઢ્યો જમાઇ કામઠ વાળે ને કોહા કડકડે

---

## ચાક વધાવવા જતાં ગાવાનાં ગીત.

રાજ ગોકુળમાં વાજાં વાગીયાં, મથુરાંમા રે એનાં ગડેડે નીશાન
વધાવો રાજા રામનો૦
માતા દેવકીજી તે લખી કાગળ મોકલે, ઘેર આવો રે સુભદ્રા બાઇના વીર
વધાવો રાજા રામનો૦

તમ આવ્યે ભર્યાં મંદિર ઉઘડે, તમ આવ્યે રે અજવાળડાં હોય
વધાવો રાજા રામનો૦
તમ આવ્યે વડાં વશીક ઉકલે, આપણે ઘેર છે રે લાલાજીનો વીવા
વધાવો રાજા રામનો૦
ગોકુળ ગઢમાં તે વાજાં વાગીયાં, મથુરાંમાં રે એનાં ગડેડે નીશાન
વધાવો રાજા રામનો૦
વહુઅર કઈ વહુ તે લખી કાગળ મોકલે, ઘેર આવો રે કઇ બેનના વીર
વધાવો રાજા રામનો૦
હું તો કાગળ લખું રે કપુરનો, વરઘે વરઘે રે, સાહેબા લખું રે સલામ
વધાવો રાજા રામનો૦
તમ આવ્યે ભર્યાં મંદિર ઉઘડે, તમ આવ્યે રે અજવાળાં હોય
વધાવો રાજા રામનો૦
તમ આવ્યે વડા વશીક ઉકલે, આપણે ઘેર છે રે ભાઇનો વીવા
વધાવો રાજા રામનો૦

---

મારા ચોકમાં ચાંપો મોરીયો, વચે મોર્યો રે ગુલાબનો છોડ
સાહેલી આંબો મોરીયો૦
મારો સસરો વહુઆરૂને વીનવે, વહુઆરૂ રે તમારૂં ધરેણું બતાવ
સાહેલી આંબો મોરીયો૦
સસરા ધરેણું ધરેણું તે શું કરો, મારૂં ધરેણું રે નણદીનો વીર
સાહેલી આંબો મોરીયો૦
મારો સસરો વહુઆરૂને વીનવે, વહુઆરૂ રે તમારૂં ધરેણું બતાવ
સાહેલી આંબો મોરીયો૦
સસરા ધરેણું ધરેણું તે શું કરો, મારૂં ધરેણું તમારૂં બહોળું કુટુમ્બ
સાહેલી આંબો મોરીયો૦

મારો સસરો તે ઝાલ ને ઝુમણું, સાસુડી રે ઝુમણુલાંની જીભ
સાહેલી આંબો મોરીયો૦
મારો જેઠ હાથીદંત ચુડલો, જેઠાણી રે ચુડલીની ચીપ
સાહેલી આંબો મોરીયો૦
મારો દેર બાજુબંધ બેરખા, દેરાણી બેરખડાની લુમ
સાહેલી આંબો મોરીયો૦
મારી નણંદ પાસા કેરી પુતળી, નણદોઇ જગમગીયાની ઝુલ
સાહેલી આંબો મોરીયો૦
મારી શોક્ય ડાબા પગનું ખાસડું, નાહોલીયો માથા કેરો મુગટ
સાહેલી આંબો મોરીયો૦
સખી મહા મહીને મરી જેવડી, ફાગણ મહીને રે ફોફળ જેવી હોય
સખી ચૈતરે આંબો મોરીયો, વૈશાખે રે એની ગળી ગળી શાખ
સાહેલી આંબો મોરીયો૦

---

પેલાને વધાવો સહી, મારે આવીયો મેતો મોકલ્યો
મારા દાદાને દરબાર, મારી દાદીજીયે ઉઠીને વધાવીયા
મારે દાદેજીયે પુર્યા મનના કોડ, મારે ટોડલે રૂડા લટકે
મારા મહેલમાં ઝુલે ઘેમર હાથીયા૦
પરસાળે રે પસરી ગજવેલ, મારા ચોકમાં તે ચાંપો સહીયર મોરીયો
બીજો ને વધાવો સહીયર આવીયો, મેતો મોકલ્યો રે
મારા કાકાને દરબાર, મારી કાકીજીયે ઉઠીને વધાવીયો
મારે કાકિજીયે પુર્યા મનના કોડ, મારે ટોડલે તે ટહુકે રૂડા મોર
મારે ગોખમાં પારેવાં સરવે ઘુઘવે૦
પરસાળે રે પસરી નાગરવેલ, મારા ચોકમાં તે ચાંપો સહીયર મોરીયો
અગણી ને વધાવો સહીયર આવીયો, મેતો મોકલ્યો રે

મારા મામાને દરબાર, મારી મામીજીયે ઉઠીને વધાવીયો
મારી મામીજીયે પુર્યા મનડાના કોડ, મારે ટોડલે તે રૂડા ટહુકે મોર
મારા ગોખમાં તે રમે પારસ પુતળી૦
પરસાળે રે પસરી નાગરવેલ, મારા ચોકમાં તે ચાંપો સહીયર મોરીયો
ચોથો તે વધાવો સહીયર મારે આવીયો, મેતો મોકલ્યો રે
મારા વીરાને દરબાર, મારી ભાભીજીયે ઉઠીને વધાવીયો
મારે વીરેજીયે પુર્યા મનના કોડ, મારે ટોડલે તે ટહુકે રૂડા મોર
મારા ચોકમાં તે ઝુલે ઘેમર હાથણી૦
પરસાળે રે પસરી નાગરવેલ, મારા ચોકમાં તે ચાંપો સહીયર મોરીયો

---

આલું ને લીલું બાટોડું રે, ઇરે બાટું પરવાળે મોરીયુ
હું તમ પુછું વહુ રે મોટાં વહુ, તમારો નાહોલીયો મોટો ભાઇ દુબળા રે
નિત્ય નિત્ય દરબાર જાયરે ઠાકોરીયો, રાતડીયે રે રમે રાણીજાયો સોગટે

---

## ગૃહશાન્તિ કરતી વખતે ગાવાનું ગીત.



શ્રી રામ ધોળું નગર, ધોળું ધોળકું, ધોળી ધોળકીયાની વાવ રે—શોભા
એની રે વાવે તળું રે તાંબા તણું—શોભા
શ્રી રામ, મોતીડા વરણાં જળભર્યાં—શોભા
શ્રી રામ, એની વાવે કચરો કંકુતણો,—તો શીંદોરીયો શેવાળ રે શોભા૦
શ્રી રામ, પગથીયે પગથીયે પુતળી—શોભા
શ્રી રામ, તો રૂપામાછલડીની હાર રે—શોભા
શ્રી રામ, સાવરે સોનાનો બાજોઠીયો—શોભા
શ્રી રામ, ત્યાં બેસી, શ્રી કૃષ્ણ નાયા રે—શોભા

શ્રી રામ, નાહી ધોઇને ઉભા રહ્યા—શોભા
શ્રી રામ, ત્યાં આવ્યાં લક્ષ્મીજી નાર રે—શોભા
શ્રી રામ, શ્રીકૃષ્ણે ખીલા ખોડીયા રે—શોભા
શ્રી રામ, તો લક્ષ્મીજીયે બાંધી ગાય રે—શોભા
શ્રી રામ, શ્રીકૃષ્ણે વાછરૂ વાળીયાં રે—શોભા
શ્રી રામ, તો લક્ષ્મીજીયે દોઈ ગાય રે—શોભા
શ્રી રામ, શ્રીકૃષ્ણે ગોરસ મેળીયાં રે—શોભા
શ્રી રામ, લક્ષ્મીજીયે ધુમ્યાં મહી રે—શોભા
શ્રી રામ, શ્રીકૃષ્ણે માંખણ ઉતારીયાં રે—શોભા
શ્રી રામ, લક્ષ્મીજીયે તાવ્યાં ઘીય રે—શોભા
શ્રી રામ, જવતલ ધૃત હોમીયાં રે—શોભા
શ્રી રામ, તો ધુંવાડા ચડયા છે આકાશ રે—શોભા
શ્રી રામ, આકાશના દેવતા એમ ભણે રે—શોભા
શ્રી રામ, તો આ કુળ કોણે અજવાળીયાં રે—શોભા
શ્રી રામ, વસુદેવનો ભડ શ્રીકૃષ્ણ રે—શોભા
શ્રી રામ, તો આ કુળ એણે અજવાળ્યાં રે—શોભા

## સંચારવાનું ગીત.

આદીતની કરણે રે તમે નિદ્રામાં પોઢો રે
વરરાજાને તેલ સંચારો, રન્નાદે જાગવો રે
સળીયો સોનાનો ઘડાવો, કે લોચનીયાં ભરે રે
આરે અસાવળના ઘાંચી, તેલ પીલે મધરાતે રે
માંહીં પીલે ડમરો ને મરવો, માંહીં પીલે મચકંદ
એહ તેલ વરરાજાને, શિર સોહે રે

અડદ દળન્તી રે, મગ દળું, મગે તે હોશે રે પીઠી
પીઠી પીઠી કરશે રે, પિત્રાઇ, હાથ પગ ધોશે રે ભોજાઇ
મુખડાં નીહાળે રે, માનીજાઈ
મીઠડાં તે માતાજી લેશે
મુલડાં તે દાદાજી દેશે

## પીઠીનું ગીત.

રાતો રાતો રે વાનો મેં સુણ્યો, રાતો કંકુનો છોડ
સોય રે વાનો મેં નીરખ્યો,
ગોરા વરરાજા રે, તમને ટીલડાં કરીશ
જેમ રે સાજનીયાં સંતોખશે
દુરીજન દુરીજન રે હૈડે ડાબલા પાય
દોખીયડાં રે દાઝી મરે
પીળો પીળો રે વાનો મેં સુણ્યો, પીળો હળદરનો છોડ
સોય રે વાનો મેં નીરખ્યો
ગોરા વરરાજા રે, તમને પીઠડાં ચોળીશ
જેમ રે સાજનીયાં સંતોખશે
દુરીજન દુરીજન રે, હૈડે ડાબલા પાય
દોખીયડાં રે દાઝી મરે
લીલો લીલો રે વાનો મેં સુણ્યો, લીલી નાગર વેલ
સોય રે વાનો મેં નીરખ્યો
ગોરા વરરાજા રે, તમારે મુખડે તંબુલ
જેમ રે સાજનીયાં સંતોખશે
દુરીજન દુરીજન રે, હૈડે ડાબલા પાય
દોખીયડાં રે દાઝી મરે

બીનો બીનો રે વાનો મેં સુણ્યો, બીની કાજળ રેખ
સોય રે વાનો મેં નીરખીયો
ગોરા વરરાજા રે, તમારાં નેણાં ભરીશ
જેમ રે સાજનીયાં સંતોખશે
દુરીજન, દુરીજન રે દેડે ડાબલા પાય
દેખીયડાં રે દાઝી મરે

## નાવણનું ગીત.

મારે રે આંગણીયે, કાંઇ અમૃત આંબો મોર્યો રે
કાંઇ ચારે તે ડાળે, આંબલો છાઇ રહ્યો
પેલી તે ડાળે મારાં રાંધણીયાં, છવરાયાં રે
કાંઇ બીજી તે ડાળે, ઓરડા છાઇ રહ્યા
અગણી તે ડાળડીયે, મારી પરશાળું છવરાણી રે
કાંઇ ચોથી તે ડાળે, માંડવો છાઇ રહ્યો.
વસુદેવ ને દેવકીજી કાંઇ મંત્રડે
બેઠાં રે કાંઇ સોનાનાં ત્રભાણાં રે
કાંઇ મોતીનાં અખીયાણાં રે
કાંઇ કોને સ્વામી મહાતમ રે
કાંઇ આજુની રાતડીયે
કાંઇ મેહુલીયા ના વરસ્યા રે
કાંઇ વીજલડી ના ઝબકી રે
કાંઇ આવડાં ને અવડાં ચીકલ કેણે કર્યાં
આપણુલા ને, શ્રીકૃષ્ણ કાંઇ વરધ ન્હાણુ ન્હાયા રે
કાંઇ ચારે ને સુવાસણ, ચીકલ કરી વળ્યાં

પિતાજીને માડી રે, કાં મંત્રડે બેઠાં રે
કાંઇ ત્રાંબા ત્રભાણું, કાંઇ ચોખાનાં અખીયાણાં રે
કાંઇ કોને સ્વામી મહાતમ રે
કાંઇ આજુની રાતડીયે
કાંઇ મેહુલીયા ના વરસ્યા રે
કાંઇ વીજલડી ના ઝબકી રે
આવડાં ને અવડાં ચીકલ કોણે કર્યાં
આપણુલા ને, વરરાજા કાંઇ વરધ ન્હાણ ન્હાયા રે
કાંઇ ચારે સુવાસણ, ચીકલ કરી વળ્યાં
પેલી સુવાસણ, મારે વરરાજાની માડી રે
કાંઇ—વહુ સુવાસણ ચીકલ કરી વળ્યાં
બીજી સુવાસણ મારે વરરાજાની કાકી રે
કાંઇ—વહુ સુવાસણ ચીકલ કરી વળ્યાં
અગણી સુવાસણ મારે વરરાજાની મામી રે
કાંઇ—વહુ સુવાસણ ચીકલ કરી વળ્યાં
ચોથી તે સુવાસણ મારે વરરાજાની ભાભી રે
કાંઇ—વહુ સુવાસણ ચીકલ કરી વળ્યાં.

---

## નાવણનું ગીત નં. ૨ *



નાહોને નાહોને, કીયા ભાઇ રે
તમારા પાહોલા હેઠ ગંગા વસે
ત્યાં બેસી કીયો ભાઇ નાહીયા રે
ત્યાં તો આદિત રાંદલ આવશે રે

* આ ગીત કન્યા માટે ગાવું હોય ત્યારે કીયાં બાઈ રે એમ ગાવું.

આદિત હાથ કચોળડાં રે
રાણી રાંદલ તેલ સંચારશે રે
નાહોને નાહોને કીયાભાઇ રે
તમારા પાહોલા હેઠ જમના વસે રે
ત્યાં બેસી કીયો ભાઇ, નાહીયા રે
ત્યાં તો કીયો ભાઇ, કેઇ વહુ આવશે રે
કીયા ભાઇ હાથ કચોળડાં રે
રાણી કેઇ વહુ તેલ સંચારશે રે

## પસ ભરવા ટાણે ગાવાનું ગીત.



વાંન શોભા ઘેલા વરરાજા રે, આજ વાનો કેણે ભર્યો રે
કેણે તારાં નયણલાં શણગાર્યાં, તો કેણે તારો પસ ભર્યો રે
આદીતે નયણલાં શણગાર્યાં, તો માતાજીયે પસ ભર્યો રે
આવે આવે ઘોડલાં ધડુર, હાથણલી ડગ ભરી રે
ડગલે ડગલે કંકુડાંની રેખ, મોતીડાં કેરી ઝણ પડે રે
આવે આવે કીયા ભાઇનો પહુત્રો, શીર મેઘાડંબર છત્ર ઢળે રે
આવે આવે કીયા ભાઇનો દોહીત્રો, શીર મેઘાડંબર છત્ર ઢળે રે
આવે આવે કીયા ભાઇનો લાડકડો, શીર મેઘાડંબર છત્ર ઢળે રે
આવે આવે કીયાં વહુનો જન્મ્યોજી, શીર મેઘાડંબર છત્ર ઢળે રે
આવે આવે કીયા ભાઇનો ભત્રીજો, મેઘાડંબર છત્ર ઢળે રે
આવે આવે કીયા ભાઇનો ભાણેજો, મેઘાડંબર છત્ર ઢળે રે
આવે આવે કીયા ભાઇનો સોહદો, મેઘાડંબર છત્ર ઢળે રે
આવે આવે કીયાં બાઇનો વીરોજી, મેઘાડંબર છત્ર ઢળે રે
આવે આવે કઇ વહુનો વરરાજા, મેઘાડંબર છત્ર ઢળે રે

# પરભાતીયાં

સીંદુરી વરણીના રે, સુરજ ઉગીયા રે
ચાંપલીયા વરણી કાંઈ, ચાંદલીયે પ્રેવાસી રે
વેલ પરવાળડે મોરીયો રે
વેલ વેડાવો ને, કળીયું ચુંટાવો રે
હાર ગુંથાવો રે, રાણી રન્નાદેનો રે
રાણી રે રન્નાદે, તમે હાર સોવરાવો રે
તમ પીયુડો લાલ છડે રમે રે
લાલ છડે રમે, પાસલા ઢાળે રે
રતન કચોળડે, દીવા બળે રે
ઘડીયે ને ઘડીયે કાંઇ ઘડીયાળાં વાગે રે
પોરે ને બપોરે પ્રભુજીની આરતી રે
આરતી કીજે રાણી દેવકીજીની કુખે રે
જેનીય કુંખે રે શ્રી કૃષ્ણ જનમીયા રે
શ્રી કૃષ્ણ જન્મ્યા ત્યારે વસુદેવને કુળ દીવો
સુભદ્રા બાઇનો વીરો રે સદાય સોહામણો રે
હું તમ પુછું છું વીરાજી વણઝારા રે
કવણ મારગડે રે, વીરા તમે આવીયા રે
ગંગાજી નાયા શ્રી જમનાજી ઉતરીયા રે
ધરમ મારગડે રે, બેની અમે આવીયા રે

---

સુરજ ઉગે ને સુતાં જાગીયે રે, નામતે લીજે ચારે દેવનાં
પહેલાં નામ શ્રી રણછોડરાયનાં, બીજે રે ડાકોરજીને સ્મરીએ રે
ત્રીજું નામ શ્રી કાશી વિશ્વનાથ, ચોથે સત્યેશ્વર સ્મરીએ રે

સુરજ ઉગે ને સુતાં જાગીયે રે, ગીત ગાયે ચારે વીરને
પેલું તે ગીત મારે મોટા ભાઇનું ગાશું, બીજે તે નાના ભાઇને ગાશું રે
અગણું ગીત મારે વીરાજીને ગાશું, ચોથે તે વરરાજા, પરણાવશું રે
સુરજ ઉગે ને સુતાં જાગીયે રે, નામતે લીજે ચારે વહુ તણાં
પેલું તે નામ મારે મોટાં વહુનું લીજે રે, બીજે તે નાનાં વહુનું લેશું રે
અગણું તે નામ મારે નાનાં ભાભલડીનું લીજે રે,
ચોથે તે નામ મારે કન્યાજીનું લેશું રે
સુરજ ઉગે ને સુતાં જાગીયે રે, નામતે લીજે ચારે બેની તણાં
પેલું તે નામ મારે મોટી બેનનું લીજે રે, બીજે નાની બ્હેનનું લેશું રે
અગણું તે નામ મારે બેની બાઇનું લીજે રે, ચોથે તે વર બ્હેનીને ગાશું રે
સુરજ ઉગે તે સુતાં જાગીયે રે, નામતે લીજે ચારે જમાયું તણાં
પેલું નામ મારે મોટા ભટ્ટનું લીજે રે, બીજે તે નાના ભટ્ટનું લેશું રે
અગણું તે નામ મારે સારા ભટ્ટનું લીજે રે, ચોથે તે અણવરને ગાશું રે

---

કોણે મારાં આંગણાં સમારીયાં રે
કોણે પુર્યા મોતી કેરા ચોક, મારાં આંગણીયાં રળીયામણાં રે
કોણે મારા સામા ટોડા ધોળીયા રે
કોણે લખીયા હંસ ને મોર, મારા ટોડા રળીયામણા રે
મોટા ભટ્ટે આંગણીયાં સમારીયાં રે
મોટી બ્હેને પુર્યા મોતી ચોક, મારાં આંગણીયાં રળીયામણાં રે
નાના ભટ્ટે સામા ટોડા ધોળીયા રે
નાની બ્હેને લખીયા હંસ ને મોર, મારા ટોડા રળીયામણા રે

---

મોટી બેન નાહોલીયાને વીનવે
મોકલો તો મહીયર જાઉં, મારા દાદાને ઘેર સોહેળો
જાવ જાવ રે ગોરી હું નવ વારૂં, વેગે વ્હેલાં પધારજો

તમારા દાદાને માંડવ રંગ રેજો, જશ લઇ ઘેર આવજો
ખાજો તે ખાજો ને તાજો તે થાજો, માતાં થઇ ઘેર આવજો

---

ઉગતે તે ચાંપો મોરીયો, રાજ મોર્યો રે, રાજ મોર્યો રે
મુચકંદનો છોડ કે વેણુલાં ભલે વાયાં
ઓચરો દાદાજી સરસતી, માંડવ તેડો રે, માંડવ તેડો રે
મોટીબાઇ ભરથાર, કે વેણુલાં ભલે વાયાં
શેરી છંટાવો પગરણુ પાથરો, ચાહોર ઢાળો રે, ચાહોર ઢાળો રે
મોટીબાઇને કાજ, કે વેણુલાં ભલે વાયાં
કંકુ ઘોળો રે કંકાવટી, પીયળ કાઢો રે, પીયળ કાઢો રે
મોટી બ્હેનને લલાટ, કે વેણુલાં ભલે વાયાં
ચોખા મંગાવો ચાંપાનેરના, ચોખા ચોડો રે ચોખા ચોડો રે
મોટી બહેનને લલાટ, કે વેણુલાં ભલે વાયાં રે
ઢોલ મંગાવો ત્રાંબા વટી, મોટા ભટ્ટ વાજે રે, મોટાભટ્ટ વાજે રે
શીળા માંડવા હેઠ, કે વેણુલાં ભલે વાયાં રે
શરણાઇ મંગાવો ઝીણા સાદની, નાનાભટ્ટ વાજે રે, નાનાભટ્ટ વાજે રે
શીળા માંડવા હેઠ, કે વેણુલાં ભલે વાયાં રે

---

લાછ ભણે રે, લક્ષ્મી કેને ઘેર જાશો રે
જેને ઘેર સામી ભીંતે સાથીયા રે
લાછ ભણે રે, લક્ષ્મી કેને ઘેર જાશો રે
જેને ઘેર આદીતવારે ધ્રંવળી રે
લાછ ભણે રે, લક્ષ્મી કેને ઘેર જાશો રે
જેને ઘેર સમી સાંજે દીવડા રે
લાછ ભણે રે, લક્ષ્મી કેને ઘેર જાશો રે
જેને ઘેર સાસુ વહુ સુવાસણું રે

લાછ ભણે રે, લક્ષ્મી કેને ઘેર જાશે રે
જેને ઘેર બાપ બેટા લેખાં કરે રે
લાછ ભણે રે, લક્ષ્મી કેને ઘેર જાશે રે
જેને ઘેર દેરાણી જેઠાણીનાં જોડલાં રે
લાછ ભણે રે, લક્ષ્મી કેને ઘેર જાશે રે
જેને ઘેર પુતર કેરાં પારણાં રે
લાછ ભણે રે, લક્ષ્મી કેને ઘેર જાશે રે
જેને ઘેર મોભારે મોતી જડયાં રે

---

સુરજ ઉગ્યા રે કેવડીયાની કુણુસે કે, વ્હાણેલાં ભલે વાયાં રે
સુતા જાગો રે વસુદેવના નંદ કે, વ્હાણેલાં ભલે વાયાં રે
તમ જાગે રે જાગે સહુ દેવ કે, વ્હાણેલાં ભલે વાયાં રે
લેજો લેજો રે પીતળના લોટા કે, વ્હાણેલાં ભલે વાયાં રે
દાતણુ કરજો રે તુળસીને કયારે કે, વ્હાણેલાં ભલે વાયાં રે
મુખ લોજો રે પામરીયુંને છેડે કે, વ્હાણેલાં ભલે વાયાં રે
નામ લેજો રે શ્રી રામનાં નામ કે, વ્હાણેલાં ભલે વાયાં રે
સુરજ ઉગ્યા રે કેવડીયાની કુણુશે કે, વ્હાણેલાં ભલે વાયાં રે
સુંતા જાગો રે——ના કંથ કે, વ્હાણેલાં ભલે વાયાં રે
તમ જાગે રે જાગે સહું ઘેડ કે, વ્હાણેલાં ભલે વાયાં રે
લેજો લેજો રે અઘવાના લોટા કે વ્હાણેલાં ભલે વાયાં રે
દાતણુ કરજો રે ઉકરડાની ટોચે કે વ્હાંણેલાં ભલે વાયાં રે
મુખ લોજો રે મસોતાને છેડે કે વ્હાણેલાં ભલે વાયાં રે
નામ લેજો રે તમારા બાપનું નામ કે વ્હાણેલાં ભલે વાયાં રે

---

બ્હેણલાં વાયાં રે, સુરજ ઉગીયા
તમ સાદર શું કરૂં રે વરરાજા, દાતણ વિના
દાતણીયો તેડાવો રે, વર મોટી બેન તણો
જાનનાં દાતણ રે, મોટા જમાઇ પુરશે
દાતણીયાને આપો રે, દોઢ બદામ રોકડી
તેની તે ઘડાવો રે, મોટી બ્હેનને ત્રોટડી
ત્રોટડી પેરીને રે, બ્હેન તે માંડવો માલશે
તમ સાદર શું કરૂં રે, વરરાજા, મરદન વિના
ઘાંચીડો તેડાવો રે, વર નાની બ્હેન તણો
જાનનાં તેલડીયાં રે, નાના જમાઇ પુરશે
ઘાંચીડાને આપો રે, દોઢ બદામ રોકડી
તેની તે ઘડાવો રે, નાની બ્હેનને ત્રોટડી
ત્રોટડી પ્હેરીને રે, બ્હેન જાનમાં માલશે
તમ સાદર શું કરૂં રે, વરરાજા નાવણ વિના
પખાલી તેડાવો રે, વર સારી બેન તણો
જાનનાં પાણી રે, સારા જમાઇ પુરશે
પખાલીને આપો રે, દોઢ બદામ રોકડી
તેની તે ઘડાવો રે, સારી બેનને ત્રોટડી
ત્રોટડી પેરીને રે, બ્હેન જાનમાં માલશે
તમ સાદર શું કરું રે, વરરાજા, ભોજન વિના
રસોયો તેડાવો રે, વર સહ્‌ગુણ બાઇ તણો
જાનનાં રાંધણાં રે, જમાઇરાજ પુરશે
જમાઇરાજને આપો રે, દોઢ બદામ રોકડી
તેની તે ઘડાવો રે, સહ્‌ગુણ બાઇને ત્રોટડી
ત્રોટડી પ્હેરીને રે, બ્હેન જાનમાં માલશે
તમ સાદર શું કરું રે, વરરાજા મુખવાસ વિના

જાઈને જગાડો રે, વર મોટાંવહુ તણા
ચોરવાડ સાંઢીડા રે, મોટાભાઇ મોકલે
પાન ભારો ભારજ રે, વીરા લેજો કેવડો
કાથા ચુના સરસી રે, લવીંગ ને એલચી

---

* ઉંચી ઉંચી મેડી રે બાઇ, ઘર ચીત્ર્યાં સાર રે બાઈ
લાખેણો દીવડો રે લટકણુથીર, બળે રે હાંરે બાઈ
ત્યાં ચડી ઢાળ્યા રે બાઈ, ભમરીયાળા ઢોલીઆ બાઈ
મશરુની તળાઇ રે બાઈ, અતલસનાં અસીસાં રે બાઈ
જાદરના ગલેચા રે બાઈ, ગાલે ને ગાલે રે ગાલમસુરીયાં રે
હાંરે બાઈ

ત્યાં ચડી પ્હોડે રે મારો વસુદેવનો નંદ રે બાઈ
પુનેમ કેરો ચંદ રે બાઈ, દીવા કેરી જોત રે બાઈ
વાઓને ઢોળે રે રુખમણી પાતળાં રે હાંરે બાઇ
વાઓ ઢોળતાંરે બાઇ નીંદરડી આવી રે બાઈ
હાથેથી રે વીજણુ લો દીયેરીઓ લઇ ગયો હાંરે, બાઈ
ત્યાં ચડી આવ્યા રે બાઈ દીલ્લીનો દીવાન રે બાઈ
કાશીનો કોટવાળ રે બાઇ, સુરતનો સુલતાન રે બાઈ
અમદાવાદી સુબો રે બાઈ, માણેકચોક ઉભો રે બાઈ
તોયે ના આપ્યો રે દીયેરીયાયે, વીંઝણો રે હાંરે બાઈ
પાન સોપારી રે મારા દીયેરની બલિહારી રે બાઈ
સટકસું આપ્યો રે ભાભીને વીંઝણો રે હારે બાઈ

---

* આ ગીત સાંજનું છે.

* ઉંચી ઉંચી મેડી મારાં ઘરે રે વીવાયતાં
તો પાડોશે નણદી વસે રે
વીરાની મેડીયે રુડા કાચ ઢળાવું
તો ત્યાં ને ઢાળું ભમર ઢોલીયા રે
ત્યાં ચડી પોઢે મારો માડીનો જાયો
તો વાયો ઢોળે રે ભાભી પુટડાં રે
વાઓ ઢોળતાં ભાભી ગોઠડીએ ગોઠયાં
તો નણદીને પડોસે ન રાખીએ રે
દીઠું અણદીઠું નણદી સર્વસ્વ માગે
તો નિત્ય ઉઠીને કયાંથી આપીયેં રે
ઘરની ધણીઆણી તમે એવું શું બોલો
તો બ્હેન વિના વીવા કોણ માલશે રે
સાત સોપારી મારી પાડોશણને આપું
તો તે મારે વીવા માલશે રે
ઘરની ધણીઆણી તમે એવું શું બોલો
તો બ્હેન વિના કોણ ગણેશ પુજશે રે
ચોખા ને લાડુ મારી ગોરાણીને આપું તો
તે મારે ગણેશ પુજશે રે
ઘરની વહુઆરો તમે રાંધો ને શીંધો
તો જમવાને બેસે મારી બેનડી રે
ઘરની વહુઆરૂ તમે પાણીડાં જાઓ
તો બારીયે બેસે મારી બેનડી રે
ઘરની વહુઆરૂ તમે ઓરા ને ફેરા
તો પકવાનને ઓરડે મારી બેનડી રે
ખાસડું ખંખેરૂં ગોરી ધણીએક આવે
પણ રૂપીયા ઉછાળું બેની ના મળે રે

* સાંજીનું ગીત છે.

માડીના જાયા, તુંને દઉં રે આશીશ
તો સાતે ને દીકરે હીંડજે મલપતા રે
વેવાણની જાઇ તુંને દઉં રે આશીશ
તો સાતેને શોકયે આંસુ ઢાળજે રે

---

રાજકુંવર કેરો સોહેળો ને જોશીડા બોલે બોલ
સારાં લગન લઇને વ્હેલો આવ્ય, વધાવો મારે મન વસ્યો
વધાવો મારી અંગુઠીકા મુલ
ગુલાબીકા ફુલ, ચંબેલીકા હાર, સોળે શણગાર—વધાવો૦
આજ દાદાઘેર સોહેળો રે
દોશીડા બોલે બોલ, વેગે ચીર ચુંદડી લઇ ઘેર આવે—વધાવો૦
વધાવો મારી અંગુઠીકા મુલ
ગુલાબીકા ફુલ, ચંબેલીકા હાર, સોળે શણગાર—વધાવો૦
આજ મારા કાકાઘેર સોહેળો રે
સોનીડા બોલે બોલ, સારા વેઢ વાંકડા લઇ વ્હેલો આવ—વધાવો૦
વધાવો મારી અંગુઠીકા મુલ
ગુલાબીકા ફુલ, ચંબેલીકા હાર, સોળે શણગાર—વધાવો૦
આજ મામાઘેર સોહેળો રે
રેશમીઆ બોલે બોલ, વેગે વર વાધા લઇ ઘેર આવે—વધાવો૦
વધાવો મારી અંગુઠીકા મુલ
ગુલાબીકા ફુલ, ચંબેલીકા હાર, સોળે શણગાર—વધાવો૦
આજ વીરાઘેર સોહેળો રે
માળીડા બોલે બોલ, વેગે ચોસરા લઇ વ્હેલો આવ—વધાવો૦
વધાવો મારી અંગુઠીનો મુલ
ગુલાબીકા ફુલ, ચંબેલીકા હાર, સોળે શણગાર—વધાવો૦
નાનાં મોતીની કંઠી સરીસી રે
મોટાં મોતીનો હાર કરી વહુ ગર્વ ન કીજીએ—વધાવો૦

---

# *લાડા પગરણુ

લાડા પગરણુ આવીયાં સાર, ગણુપત માંડીયે
લાડા સાજનીયાં પરદેશ, વેલેરા તેડાવીયે
લાડા ઘઉં રે ગોરડીયા છે સાર, કંસાર ભરડાવીયે
લાડા અડદ ઈંગોરીઆ છે સાર, પાપડ વણાવીયે
લાડા સાઠી ચોખા છે સાર, સુંદરકું રંધાવીયે
લાડા મગ રે મનોરડા સાર, પીઠડાં દળાવીયે
લાડા પીઠડી પીળડી હોય, જેમ મેલ ઉતરે
લાડા આવ્યાં ગંગાજીનાં નીર, દુધડે નવરાવીયે
લાડા કસ્તુરી સાથે બરાસ, ઉલટ ભરાવીયે
લાડી આણી પર કેશલા મેલ ચીકલ કેણે કર્યાં
મારી રાજ વહુવર નાયાં, ચીકલ એણે કર્યાં
મારી અળવ, વહુવર નાયાં, ચીકલ એણે કર્યાં
લાડા સાસરીયાં ઘેર જાવ, કેમ કરી પોંચશો
મારા દાદાજીના તેજી તોખાર, ભલી પેર પોંચશું
લાડા સાળા સાહેલી છે સાર, કેમ કરી જીતશો
મારે ભાઇ, બંધવની છે જોડ, ભલીપેર જીતશું
લાડા સાસરીયાંની છે બોળ, કેસર કેમ ઘોળશો
મારે વડેરા બનેવી છે સાર, ભલીપેર ઘોળશું
લાડા લાડડી ચતુર સુજાણુ, કેમ કરી ભેટશો
મારી વડેરી ભોજાઇ છે સાર, ભલી પેર ભેટશું
લાડા સાસરીયાં ઘેર જાઓ, હાથે ધરો આરસી
મારી રાજ વહુવર નાયાં, કે બોલે ફારસી
લાડા સાસરીયાં ઘેર જાઓ, હાથ ધરો બીડલાં

* માંડવા વખતે ગાવાનું છે. સમુરતાંને દિવસે પણ ગવાય છે.

મારી રાજ વહુ વર નાયાં કે, લલાટે છે ટીલડાં
લાડા સાસરીયાં ઘેર જાઓ, વાસ્યો કુકડો
મારી રાજ વહુવર નાયાં કે, તોરણ ઢુકડો

---

સુખે થયાં રે સંતજનને સવારાં કે, શ્રીહરિ સુરજ ઉગીયા
ટાળ્યો રે માયાનો અંધકાર કે, શ્રીહરિ સુરજ ઉગીયા
હરખે ઉઘડયાં રે સંતજનરૂપી કમળ કે, શ્રીહરિ સુરજ ઉગીયા
બીડયાં રે કુમતિ કુમુદિરૂપી મળ કે, શ્રીહરિ સુરજ ઉગીયા
અતિ છાયો રે ત્રિભુવનનાં પ્રકાશ કે, શ્રીહરિ સુરજ ઉગીયા
મતવાદી રે ઘુડ પામ્યાં ત્રાસ કે, શ્રીહરિ સુરજ ઉગીયા
ઘડી ગાયું રે ખલક ઘોત જોર કે, શ્રીહરિ સુરજ ઉગીયા
ઝલાણા રે કામ ક્રોધાદિ ચોર કે, શ્રીહરિ સુરજ ઉગીયા
ગુંજી રહ્યા રે સંતજનરૂપી ભમર કે, શ્રીહરિ સુરજ ઉગીયા
બંધન છુટયાં રે મુમુક્ષુરૂપી ગાય કે, શ્રીહરિ સુરજ ઉગીયા
કરે સોરરે કુબુદ્ધિ કુકડા ને કાગ કે, શ્રીહરિ સુરજ ઉગીયા
જેને બોલે રે સંત હંસ બડ ભાગ્ય કે, શ્રીહરિ સુરજ ઉગીયા
આનન્દ પામ્યાં રે ભાવિકજનનાં વૃંદ કે, શ્રીહરિ સુરજ ઉગીયા
બલીહારી રે ગાય નિત્ય પ્રેમાનંદ કે, શ્રીહરિ સુરજ ઉગીયા

---

હું તો સુતી રે, મારા રંગ રે મોલમાં
સુતાં ને સપનાં લાધીયાંજી રે
ઉંડાં જળહળરે મેં તો સપનામાં દીઠાં
માનસરોવર ભર્યાં દીઠાંજી રે
આંગણે હસ્તિ રે મેં તો સપનામાં દીઠા
કુંભ કળશ ત્યાં ભર્યા દીઠાજી રે

આંગણે આંબલો રે, મેં તો સપનામાં દીઠો
જાય જાવંત્રી ઢુંગે ઢુંગેજી રે
મોતીના ચોક રે મેં તો સપનામાં દીઠા
લીલી હરીયાળી ત્યાં બહુફુળીજી રે
મેડીયે દીવડો રે મેં તો સપનામાં દીઠો
કંકુ કેસરતણા છાંટણાજી રે
સુતા જાગો રે મારી નણદીના વીરા
સપનાના અરથ ઉકેલજોજી રે
ઉંડાં જળહળરે, ગોરી મહીયર તમારૂં
માનસરોવર સાસરૂંજી રે
આંગણે હસ્તિ રે ગોરી વીર તમારો
કુંભ કળશ તારાં કુળનાંજી રે
આંગણે આંબલો રે ગોરી સસરો તમારો
જાય જાવંત્રી સાસુ તારીજી રે
મોતીના ચોક રે ગોરી કંથ તમારો
લીલી હરીયાળી નણંદ તમારીજી રે
મેડીયે દીવડો રે ગોરી કુંવર તમારો
કંકુ કેસરીયાં વવારૂ તમારાંજી રે
ઘણું જીવજો રે મારી નણદીના વીરા
સપનાના અરથ ભલા કર્યાજી રે

---

## રાંદલ પાસે ગાવાનાં ગીત



દડવેથી રાણી રાંદલ દડવડયાં, ઉતરીયાં વડ હેઠ[illegible] રંનાદે
ઉતર્યાં તે આંબા આંબલી, ઉતર્યાં દાડમ દ્રાખ રંનાદે

ઉતર્યાં રે મારે મોટા ભાઇને ઓરડે, ઘેર મીઠા બોલીનાર રંનાદે
મીઠડાં બોલે ને મન હસે, લળી લળી લાગે છે પાય રંનાદે
પાય પડામણુ વહુને બેટડો, અખંડ એવાતણુ હોય રંનાદે
અખંડ એવાતણુ વહુનો ચુડલો, અખંડ વીરાજીની મોળ રંનાદે

---

એકે છંદે, બીજે છંદે, અગણે છંદે, દોરી
ચોથે છંદે, રમે રાણી રાંદલ ગોરી
રાંદલ માવડી કયે છે અમને બાજોઠીના કોડ
જાવરે જગાડો ઓલ્યા સુતારીના કુંવર
સુતારીનાં ઘર આંહીં નહીં, દસ મૈલ દૂરજો
બાજોઠી લઇ આવે આઇને ઉગમતે અસુર જો
ઉડલો, ચુડલો, રણઝણુ ભમરી, મંડપ રચાયો
જેસી ઉજેણી નગરી, નગરીમાં રમે રાણી રાંદલ ગોરાં
રાંદલ માવડી કયે છે અમને ઝારીયુંના કોડ
જાવરે જગાડો ઓલ્યા કંસારીના કુંવર
કંસારીનાં ઘર આંહીં નહીં, દસ મૈલ દૂર જો
ઝારી લઇને આવે આઇને ઉગમતે અસુરજો
ઉડલો, ચુડલો, રણઝણુ ભમરી મંડપ રચાયો
જેસી ઉજેણી નગરી, નગરીમાં રમે રાણી રાંદલ ગોરાં
રાંદલ માવડી કયે છે અમને ચુંદડીઓના કોડ
જાવરે જગાડો ઓલ્યા દોશીડાના કુંવર
દોશીડાનાં ઘર આંહીં નહીં, દસ મૈલ દૂર જો
ચુંદડીયો લઇ આવે આઇને ઉગમતે અસુરજો
ઉડલો, ચુડલો, રણઝણુ ભમરી મંડપ રચાયો
જેસી ઉજેણી નગરી, નગરીમાં રમે રાણી રાંદલ ગોરાં

રાંદલ માવડી કયે છે અમને ચાંદલાના કોડ
જાવરે જગાડો બોલ્યા નાગોરીના કુંવર
નાગોરીના ઘર આંહીં નહીં, દસ મૈલ દૂર
ચાંડલા લઇને આવે આઇને ઉગમતે અસુર
ઉડલો, ચુડલો, રણુઝણુ ભમરી, મંડપ રચાયો
જેસી ઉજેણી નગરી, નગરીમાં રમે રાણી રાંદલ ગોરાં
રાંદલ માવડી કયે છે અમને અંકોટાના કોડ
જાવરે જગાડો બોલ્યા સોનીડાના કુંવર
અંકોટા લઇ આવે આઇને, ઉગમતે અસુર
ઉડલો, ચુડલો, રણુઝણુ ભમરી, મંડપ રચાયો
જેસી ઉજેણી નગરી, નગરીમાં રમે રાણી રાંદલ ગોરાં

---

તાર્ય માતા તાર્ય, તાર્ય ત્રિભોવન રાણી
ચંદન શીશ ચડાવું, આરાસુરની ભવાની
મોટાભાઇ ઉભા દરબાર તારી સેવા જાણી
મોટી વહુ લાગે છે પાય, આશીશ દોને ભવાની
માગે છે દહીં ને દુધ, ખોળે પુત્ર ભવાની
માગે ધણીનાં રાજ, જ્યાં સુધી ગંગાનાં પાણી

---

ચોખલીયા ખાંડી ખાંડી ભવ ગાળ્યો ભવાની મા
કણુકી નજરે ન દીઠી રે ભવાની મા
કણુકી નજરે દેખાડો રે ભવાની મા
હાલરુ લઈ ઘેર આવો રે ભવાની મા
બાળલડીને અમીછાંટા નાંખો રે ભવાની મા

વીરાજીને મોતીડે વધાવો રે ભવાની મા
જેવાં મેણાં દેવકીજીનાં ભાંગ્યાં રે ભવાની મા
તેવાં મેણાં......નાં ભાંગો રે ભવાની મા
હાલરુ ઘેર લઇ આવો રે ભવાની મા
હાલરુને હીરની દોરી રે ભવાની મા
હીંચોળે સુભદ્રા બ્હેન ગોરી રે ભવાની મા

---

મા હડાળાની વાવેજો કૃપા કરી અંબાયેજો
મા કૃપા કરી કેમ જાણીજો
વાવે ભરાણાં પાણીજો
મા વા વાયા છે આકળા
વાવે બંધાણા ચાકળા
મા વા વાયા છે ઓરણુંજો
વાવે બંધાણાં તોરણુંજો
મા વા વાયા છે અંદર વા
વાવે બંધાણા ચંદરવા
મારી અંબા માને બેસણુ ગાડુંજો
બ્રાહ્મણુ જમે લાડુજો
મારી અંબા માને પેરણુ ચોળીજો
બ્રાહ્મણુ જમે પોળીજો
મારી અંબા માને ઓઢણુ ચીરજો
બ્રાહ્મણુ જમે ખીરજો
મા બ્રાહ્મણુ એવા નગણાજો
જમીને માગે દખણાજો

મા તડાક તુંબડાં થાય છે
બ્રાહ્મણ જમવા જાય છે
મા, કણબીની મત થોડીજો
ગાડું વેચીને લીધી ઘોડીજો
મા, ઘોડી ગઇ ઘર ખુણેજો
ચાચર ભુવા ધુણેજો

---

અંબાજી માના મઢ પાસે કોઇ વાજો રે
મારી મોટી અંબાજીને કાજ કે અંબા બીરાજે છે
અંબાજી આવ્યાં પરોણુલે મઢ ગાજે છે
માને શા શા ઉતારા દઇશ, કે અંબા બીરાજે છે
ઉતારા દેશું ઓરડા મઢ ગાજે છે
માને દેશું મેડીના મોલ અંબા બીરાજે છે
અંબાજી આવ્યાં પરોણુલે મઢ ગાજે છે
માને શાં શાં દાતણીયાં દઇશ, અંબા બીરાજે છે
માને દાતણ દેશું દાડમી, મઢ ગાજે છે
માને દેશું કરંજની કામ, અંબા બીરાજે છે
અંબાજી આવ્યાં પરોણુલે મઢ ગાજે છે
માને શાં શાં નાવણીયાં દઇશ અંબા બીરાજે છે
માને નાવણ દેશું કુંડીયું મઢ ગાજે છે
માને દેશું કેસરીયાં નીર અંબા બીરાજે છે
અંબાજી આવ્યાં પરોણુલે મઢ ગાજે છે
માને શાંશાં ભોજનીયાં દઇશ અંબા બીરાજે છે
માને ભોજન દેશું લાપશી મઢ ગાજે છે

માને દેશું ઘેવરીઓ કંસાર અંબા બીરાજે છે
અંબાજી આવ્યાં પરોણુલે મઢ ગાજે છે
માને શાં શાં મુખવાસીયાં દઇશ અંબા બીરાજે છે
માને મુખવાસ દેશું એલચી મઢ ગાજે છે
માને દેશું પાન પચીસ અંબા બીરાજે છે
અંબાજી આવ્યાં પરોણુલે મઢ ગાજે છે
માને શાં શાં રમતીયાં દઇશ અંબા બીરાજે છે
માને રમત દેશું સોગઠાં મઢ ગાજે છે
માને દેશું પાસાની જોડ અંબા બીરાજે છે

---

પાને ભરાવી છે છાબ તો, અગરચંદન ભર્યા ઓરડા રે
જગાડો રે—વહુના કંથ, રાણી રાંદલને કરે આરતી રે
આરતી અવસરે હોય રે રંનાદે, પેલડા પહોરની રે
પાને ફુલે ભરાવી છે છાબ તો, અગરચંદન ભર્યા ઓરડા રે
જગાડો રે વહુ—વહુના કંથ, રાણી રાંદલને કરે આરતી રે
આરતી અવસરે હોય રે રંનાદે, બીજલા પહોરની રે
પાને ફુલે ભરાવી છે છાબ તો, અગરચંદન ભર્યા ઓરડા રે
જગાડો રે વહુ—વહુના કંથ, રાણી રાંદલને કરે આરતી રે
આરતી અવસરે હોય રે રંનાદે, તીજલા પહોરની રે
પાને ફુલે ભરાવી છે છાબ તો, અગરચંદન ભર્યા ઓરડા રે
જગાડો રે વહુ—વહુના કંથ, રાણી રાંદલને કરે આરતી રે
આરતી અવસરે હોય રે રંનાદે, ચોથલા પહોરની રે
પાને ફુલે ભરાવી છે છાબ તો, અગરચંદન ભર્યા ઓરડા રે
જગાડો રે વહુ—વહુના કંથ, રાણી રાંદલને કરે આરતી રે

---

વેલ ઝુમખડે મોરી રંનાદે, વેલનો વેલો વધારો—રંનાદે
જાવ વ્હેલા સુતારી ઘેર રંનાદે, લાવો લાવો બાજેઠ બે ચાર—રંનાદે
તે રાણી રાંદલ કાજ રંનાદે, રાંદલ સાચલાં દેવ—રંનાદે
પુરે મારા મનડાના કોડ રંનાદે, જાવ વ્હેલા વાણીડા ઘેર—રંનાદે
લાવો લાવો શ્રીફળ બેચાર રંનાદે, તે બાળા બૌચરા કાજ—રંનાદે
જાવ વ્હેલા સોનીડા ઘેર રંનાદે, લાવો લાવો ઝુમણું બેચાર—રંનાદે
તે કાળી કાળકા કાજ રંનાદે, કાળકા કૃપા નિધાન—રંનાદે
જાવ વ્હેલા માળીડા ઘેર રંનાદે, લાવો લાવો મોડીઆ બેચાર—રંનાદે.
તે ખરી ખોડીયાર કાજ રંનાદે, રાંદલ સાચલાં દેવ—રંનાદે
પુરે મારા મનડાના કોડ—રંનાદે

---

આ લીલુડા વાંસની વહેલ રે રંનાદે
ચક્કર ભમ્મરના બે પઈ રે રંનાદે
હરણુ હીસોરીયા બે બળદરે રંનાદે
બળદને બેવડ રાશ રે રંનાદે
ખેડુને રાતી મોળ રે રંનાદે
તેણે બેસી રાંદલ મઢ જાયરે રંનાદે
વાંઝીયે રોકયા આઈના રથ રંનાદે
વાંઝીયાને પુતર દેતાં જાવરે રંનાદે
આંધળે રોકયા આઈના રથ રંનાદે
આંધળાને આંખું દેતાં જાવરે રંનાદે
પાંગળે રોકયા આઈના રથ રંનાદે
પાંગળાને પગ દેતાં જાવરે રંનાદે
કોઢીયે રોકયા આઈના રથ રંનાદે
કોઢીયાને કાયા દેતાં જાવરે રંનાદે

મુંગલે રોકયા આઈના રથ રંનાદે
મુંગા ને વાચા દેતાં જાવરે રંનાદે

---

મારી આંગળી ધાસી, રાંદેલ પુજા કરંતેલાં રે
અંબોડા રે લચીયા, રાંદેલ પાય પડંતેલાં રે
હું તો જાઉંરે કાશી, ત્યાં રે જઈને તપ કરૂં રે
માગું ધણીયનાં રાજ, અખંડ એ વાતન ઘાટડી રે
મારી આંગળી ધાસી, રાંદેલ પુજા કરંતેલાં રે
અંબોડા રે લચીયા, રાંદેલ પાય પડંતેલાં રે
હું તો જાઉં રે રેવાજી, ત્યાંરે જઈને તપ કરું રે
માગું સસરાનાં રાજ, સાસુના ઘાટ સોહામણા રે

---

લાડુ દેજે લાડુ દેજે, લાડકડા, જેમ લાડવન્તેલાં હોયે
ખાજું દેજે ખાજું દેજે, લાડકડા, જેમ ખાન્તવન્તેલાં હોયે
પાપડ દેજે પાપડ દેજે, લાડકડા, જેમ પ્રેમવન્તેલાં હોયે
રુ દેજે રુ દેજે રુપાળા, લાડકડા, જેમ રુપવન્તેલાં હોયે
ફોફળ દેજે ફોફળ દેજે, ફળવન્તા, જેમ ફળવન્તેલાં હોયે
નાણું દેજે નાણું દેજે, લાડકડા, જેમ નાણુંવાળા હોયે
ધાણા દેજે ધાણા દેજે, લાડકડા, જેમ ધારણવાળા હોયે
જીરૂં દેજે જીરું દેજે, લાડકડા, જેમ ઝીણું બોલન્તાં હોયે
રાઇ દેજે રાઇ દેજે, લાડકડા, જેમ રાઇવન્તેલાં હોયે
મીઠું દેજે મીઠું દેજે, લાડકડા, જેમ મીઠાબોલા હોયે
ગોળ દેજે ગોળ દેજે, ગુણવન્તા, જેમ ગુણવન્તેલાં હોયે

---

# ઉકરડી નોતરતી વખતે તથા ઉઠાડતી વખતે ગાવાનાં ગીત

ઉકરડી ખંખોળતાં, તમ્બોળડી રે લાધલો સોનલા વેઢ
કે લટકે બાંહોળી રે
તેનો ઘડાવીશ ફેરવો તમ્બોળડી રે
વીરાજીને જમણુલે હાથ કે, લટકે બાં હોળી રે
ઉકરડી ખંખોળતાં તમ્બોળડી રે
લાધલો તાંબલાં વેઢ કે લટકે બાં હોળી રે
તેનો ઘડાવીશ વેઢલો તમ્બોળડી રે
ભટ્ટજીને ડાબલે કાન કે લટકે બાં હોળી રે

* હાંજી કેવડીયો કાથો ને ચુનો દાડમીયોજી
હાંજી કઇ વહુ ઠકરાણીના ઠાકોર ભોગીયાજી
હાંજી મોટી વહુ ઠકરાણીના ઠાકોર ભોગીયાજી
હાંજી તનમનીયાં ઘડાવો, સ્વામી શોભતાજી
હાંજી પેરું તમારડે રાજ, ઘેર વરરાજાનો સોહેળોજી

કાઠીયાણી કડ પાતળી રે લોલ, ચાલે ચટકતી ચાલ અલબેલડી
અસુરી વેળાનાં પાણી સાંચર્યાં રે લોલ
પાંચ પટાનો ઘાઘરો રે લોલ, ઓઢણુ દક્ષીણી ચીર અલબેલડી
અસુરી વેળાનાં પાણી સાંચર્યાં રે લોલ

* અનુક્રમે ચારને ગાય છે.

લીલી અતલસનું કાપડું રે લોલ, હૈડે હંસ ને મોર અલબેલડી
અસુરી વેળાનાં પાણી સાંચર્યાં રે લોલ
હાંસીને માથાં ગુંથીયાં રે લોલ, સેંથે શેર સીંદુર અલબેલડી
અસુરી વેળાનાં પાણી સાંચર્યાં રે લોલ
આછી તે પીયળ ધમધમે રે લોલ, મોતીડાં તપેરે લલાટ અલબેલડી
અસુરી વેળાનાં પાણી સાંચર્યાં રે લોલ
ચાંપીને ચુડો પેરીયો રે લોલ, પાયે ઝાંઝર ઝમકાર અલબેલડી
અસુરી વેળાનાં પાણી સાંચર્યાં રે લોલ
સોના ઈંઢોણી રૂપાં બેડલું રે લોલ, પાણીણું ચ્યાંતાં તળાવ અલબેલડી
અસુરી વેળાનાં પાણી સાંચર્યાં રે લોલ
રાયે ઘોડો ખેંચીઓ રે લોલ, પ્રધાનને પુછી વાત અલબેલડી
અસુરી વેળાનાં પાણી સાંચર્યાં રે લોલ
કે રસ કેરી બેટડી રે લોલ, કેરસ કુળ વહુવારૂ અલબેલડી
અસુરી વેળાનાં પાણી સાંચર્યાં રે લોલ
કે રસ કેરી બેનડી રે લોલ, કે રસ ઘરડાની નાર અલબેલડી
અસુરી વેળાનાં પાણી સાંચર્યાં રે લોલ

---

એક માણા તે જેવડું મોતી રે,
તેને સાત ગાડે ઘાલી આણ્યું રે
તેને બાર બળદીયે તાણ્યું રે,
તેને સાત સુંડલીયે સાર્યું રે
તેને સાત વીંધારાયે વીંધ્યું રે,
એક ભાલાં તે સોય મંગાવો રે
પેલા—નું નાક વીંધાવો રે,
એને નાકે તે નથડી પેરાવો રે

એને ઘરઘરતો ઘાઘરો પેરાવો રે,
એને ચસચસતો કમખો પેરાવો રે
એને આછી પછેડી ઓઢાડો રે,
તેનું હાંસીને માથું ગુંથાવો રે
તેને આછી તે પીયળ કઢાવો રે,
એને કાળી કળાઈ રાતો ચુડો રે

તો નાચે ભવાયો દીસે રૂડો રે, ચાલો ચાલો જોવા જાઇયે હરખી રે
એ તો નાચે છે—ની ખડકી રે, ચાલો ચાલો જોવા જાઇયે સુત્ર રે
એ તો નાચે છે—ના પુત્ર રે, ચાલો ચાલો જોવા જાઇયે હીરા રે
એ તો નાચે છે—ના વીરા રે, ચાલો ચાલો જોવા જાઇયે એલી રે
એ તો નાચે છે—ના બેલી રે

## વર ઉઘલતી વખતે ગાવાનું ગીત.

પાગડલે રે પગ દઇ, ચડો રે વરરાજા, ગોત્રજ છેડે સાહી રહ્યાં
મેલો મેલો રે ગોત્રજ, વરનો રે છેડો, તમારા કર અમ આપશું
જેણે નાના થકી મોટા રે કીધા, તેના ગુણ કેમ ભુલશું
પાગડલે રે પગ દઇ, ચડો રે વરરાજા, માતાજી છેડો સાહી રહ્યાં
મેલો મેલો રે માતા, વરનો રે છેડો, તમારા કર અમ આપશું
જેણે નવ માસ ઉદર રાખ્યા, તેના ગુણ કેમ ભુલશું
પાગડલે રે પગ દઇ, ચડો રે વરરાજા, ફઇબર છેડો સાહી રહ્યાં
મેલો મેલો રે ફઇબર, વરનો રે છેડો, તમારા કર અમ આપશું
જેણે નાના રે પણ નામ પમાવ્યાં, તેના ગુણ કેમ ભુલશું
પાગડલે રે પગ દઇ, ચડોરે વરરાજા, બેનર છેડો સાહી રહ્યાં
મેલો મેલો રે બેનર, વરનો રે છેડો, તમારા કર અમ આપશું
જેણે નાના રે પણમાં લાડ લડાવ્યાં, તેના ગુણ કેમ ભુલશું

સામેને ટાડે પેસતાં ટોડરમલ હોરાજી શુકન ભલેરાં હોય
ગાય સુવાસણુ સામી મળી ટોડરમલ હોરાજી—
લડસડતી પાણીયાર
કીયા ભાઇને દીકરા અતિ ઘણા
ટોડરમલ હોરાજી કોઇ અર્જુન કાંઇ ભીમ
અર્જુને ઉજડ ગામ વાસીયાં
ટોડરમલ હોરાજી ભીમે ભર્યાં રે તળાવ
કઇ વહુને વહુઅરો અતી ઘણી
ટોડરમલ હોરાજી કોઇ લખમીને કાંઇ લાખ
લાખે તે જાયો બેટડો
ટોડરમલ હોરાજી લક્ષ્મીયે હોય રે ઉજેશ
કઇ વહુને કામણ આવડયાં ટોડરમલ હોરાજી
કીયા ભાઇને રાખ્યા ઢીંચણ હેઠ
કઇ બાને કામણ નાવડયાં ટોડરમલ હોરાજી
કીયો ભટ્ટ દેશપરદેશ

---

કે રસકેરી શીમરે હો નવરંગ લાડા
કે રસકેરી શીમડી રે હાં હાં કે આવા રૂડા કીયો ભાઇ વરરાજા
ઘોડાં ખેલવે રે
હાં હાં કેસરીયા લાડડાના સમાસારાં જોડલાં
હાં હાં કે રાયવર લાડડાના સમાસારાં ઘોડલાં
કે રસકેરી જાન રે હો નવરંગ લાડા
કે રસકેરી જાનડી રે
હાં હાં કે આવા રૂડા કીયારે વેવાઇનો લેલુર માંડવો રે
હાં હાં કે રાયવર લાડડાના, સમાસારાં જોડલાં
હાં હાં કેસરીયા લાડડાના સમાસારાં જોડલાં

કે રસકેરી મોર રે હો નવરંગ લાડા
કે રસકેરો મોરલો રે
હાં હાં કે આવા રૂડા કીયારે વેવાઇની હળકતી ઢેલડી રે
હાં હાં કે રાયવર લાડડાના સમાસારાં જોડલાં
હાં હાં કેસરીયા લાડડાના સમાસારાં જોડલાં
કઇ વેવાણુ પોંખે મોર રે હો નવરંગ લાડા
કઇ વેવાણુ પોંખે મોરલો રે
હાં હાં કે આવા રૂડા કઇ વહુ ચુડાળાં પોંખે જોડલાં રે
હાં હાં કે રાયવર લાડડાના સમાસારાં જોડલાં
હાં હાં કે કેસરીયા લાડડાના સમાસારાં જોડલાં

---

ને હોરી વાજે ને મેહુલીયા ગાજે, તો ભીંજે કેસરીયા વાઘા
વરરાજાને હોરી વાજે
કે રસ કેરો પહુત્રો વરરાજા, તો કે રસનો દોહીત્રો
વરરાજાને હોરી વાજે
કે રસ કેરો લાડકડો વરરાજા, તો કે રસનો જન્મ્યોજી
વરરાજાને હોરી વાજે
કે રસ કેરો ભત્રીજો વરરાજા, તો કે રસનો ભાણેજો
વરરાજાને હોરી વાજે
કે રસ કેરો સહોદ્રો વરરાજા, તો કઇ બાઈ પનોતાંનો વીરો
વરરાજાને હોરી વાજે ને મેહુલીયા ગાજે, તો લાડડી લઇ આવ્યા વરરાજા

---

લાલ તારી સોનાની સરણાયું, તારાં ત્રાંબાળુ નગારાં
અમને વ્હાલાં લાગે રાય
સંજ્યા રે મારૂનો ડંકો મેં સુણ્યોજી માણુારાજ

કીયા ભાઇને દરબાર, કીયા ભાઇને રાજ, કીયા ભાઇને કાજ
નોબત વાજે માણારાજ
સંભળ્યા રે મારુનો ડંકો મેં સુણ્યોજી, માણારાજ
વરના દાદાને દરબાર, વરના કાકાજીને રાજ, રૂડા વરરાજાને કાજ
નોબત વાજે માણારાજ
સંભળ્યા રે મારૂનો ડંકો મેં સુણ્યોજી, માણારાજ

---

વાડીમાં વવરાવો રૂડો કેવડો રે, ક્યારામાં સીંચાવો નાગરવેલ
વેલે વળુંખ્યો રૂડો કેવડો રે
કીયા ભાઇનો પહુત્રો મારો કેવડો રે, કીયા વેવાઇની નમણી નાગરવેલ
વેલે વળુંખ્યો રૂડો કેવડો રે
વાડીમાં વવરાવો રૂડો કેવડો રે, ક્યારામાં સીંચાવો નારગવેલ
વેલને વળુંખ્યો રૂડો કેવડો રે
કીયા ભાઇનો દોહીત્રો મારો કેવડો રે, કીયા વેવાઇની નમણી નાગરવેલ
વેલને વળુંખ્યો રૂડો કેવડો રે
વાડીમાં વવરાવો રૂડો કેવડો રે, ક્યારામાં સીંચાવો નાગરવેલ
વેલને વળુંખ્યો રૂડો કેવડો રે
કીયા ભાઇનો કુંવર મારો કેવડો રે, કીયા વેવાઇની નમણી નાગરવેલ
વેલે વળુંખ્યો રૂડો કેવડો રે
વાડીમાં વવરાવો રૂડો કેવડો રે, ક્યારામાં સીંચાવો નાગરવેલ
વેલે વળુંખ્યો રૂડો કેવડો રે
કીયા ભાઇનો બાંધવ મારો કેવડો રે, કીયા વેવાઇની નમણી નાગરવેલ
વેલે વળુંખ્યો રૂડો કેવડો રે
વાડીમાં વવરાવો રૂડો કેવડો રે, ક્યારામાં સીંચાવો નાગરવેલ
વેલે વળુંખ્યો રૂડો કેવડો રે

---

જાન રૂડી દીસે જાદવા, વર રૂડો શ્રી વિઠ્ઠલરાય
સંદેશો શામનો રે
વિઠ્ઠલવર શીમડીયે પધારીયા
ત્યાં કાંઇ હરખ્યાં ગોવાળીનાં મન રે
સંદેશો શામનો રે
વિઠ્ઠલવર વાડીયે પધારીયા
ત્યાં કાંઇ હરખ્યાં માલીડાનાં મન રે
સંદેશો શામનો રે
વિઠ્ઠલવર સરોવરીયે પધારીયા
ત્યાં કાંઇ હરખ્યાં પાણીયારીનાં મન રે
સંદેશો શામનો રે
વિઠ્ઠલવર દરવાજે પધારીયા
ત્યાં કાંઇ હરખ્યાં દરવાનીનાં મન રે
સંદેશો શામનો રે
વિઠ્ઠલવર બજારે પધારીયા
ત્યાં કાંઇ હરખ્યાં હાટ વાણીયાનાં મન રે
સંદેશો શામનો રે
વિઠ્ઠલવર શેરીયે પધારીયા
ત્યાં કાંઇ હરખ્યાં સાહેલીનાં મન રે
સંદેશો શામનો રે
વિઠ્ઠલવર તોરણે પધારીયા
ત્યાં કાંઇ હરખ્યાં સાસુજીનાં મન રે
સંદેશો શામનો રે
વિઠ્ઠલવર માંડવે પધારીયા
ત્યાં કાંઇ હરખ્યાં સાળાજીનાં મન રે
સંદેશો શામનો રે

વિઠ્ઠલવર માયરે પધારીયા
ત્યાં કાંઇ હરખ્યાં કન્યાજીનાં મન રે
સંદેશો શ્યામનો રે

## * કન્યા તરફનાં સામઇયાં

પુલડે છાયો મારો માંડવો, મોતીડે વધાવું તારી જાન
હો લાલ પછેડો પુલે ભર્યો
કન્યાજી દાદાજીને વીનવે, માંડવ જોશી તેડાવો
હો લાલ પછેડો પુલે ભર્યો
લાડકડો વર આવશે, લેશે લગનીયાની રઢ
હો લાલ પછેડો પુલે ભર્યો
પુલડે છાયો મારો માંડવો, મોતીડે વધાવું તારી જાન
હો લાલ પછેડો પુલે ભર્યો
કન્યાજી કાકાજીને વીનવે, માંડવ દોશી તેડાવો
હો લાલ પછેડો પુલે ભર્યો
હોંશીલો વર આવશે, લેશે વર વાઘાની રઢ
હો લાલ પછેડો પુલે ભર્યો
પુલડે છાયો મારો માંડવો, મોતીડે વધાવું તારી જાન
હો લાલ પછેડો પુલે ભર્યો
કન્યાજી મામાજીને વીનવે, માંડવ સોની તેડાવો
હો લાલ પછેડો પુલે ભર્યો
લેરખડા વર આવશે, લેશે વેઢ વાંકડાની રઢ
હો લાલ પછેડો પુલે ભર્યો
પુલડે છાયો મારો માંડવો, મોતીડે વધાવું તારી જાન
કન્યાજી વીરાજીને વીનવે, માંડવ માળી તેડાવો
હો લાલ પછેડો પુલે ભર્યો

* આ ગીત સેવપાપડ વણતી વખતે પણ ગવાય છે.

બહુ સજના વર આવશે, લેશે ચોસરીયાની ૨૯
હો લાલ પછેડો ફુલે ભર્યો
ફુલડે છાયો મારો માંડવો, મોતીડે વધાવું તારી જાન
કન્યાજી માતાજીને વીનવે, માંડવ કંદોઇ બેસાડો
હો લાલ પછેડો ફુલે ભર્યો
ઝાઝી હોંશે જાન આવશે, લેશે ભોજનીયાંની ૨૯
હો લાલ પછેડો ફુલે ભર્યો
ફુલડે છાયો મારો માંડવો, મોતીડે વધાવું તારી જાન
ભરડું ભરડું કાઢા ઘઉંની લાપશી, જમશે મારે કન્યાજીની જાન
ફુલડે છાયો મારો માંડવો, મોતીડે વધાવું તારી જાન
હો લાલ પછેડો ફુલે ભર્યો
ભેળું ભેળું ચોખા મગની ખીચડી, જમશે મારે કન્યાજીની જાન
હો લાલ પછેડો ફુલે ભર્યો
ફુલડે છાયો મારો માંડવો, મોતીડે વધાવું તારી જાન

---

દાદા સરોવર પાણીડાં હું ગઇ રે
કે ત્યાં આવે રે લેરખડા વરની જાનરે,—વાજીંત્ર વાગે વરઘનાં રે
દાદા જાનઇયાને સામઇયાં શોભતાં રે
કે મારા વરરાજાને વેલડાંની જોડરે—વાજીંત્ર વાગે વરઘનાં રે
દાદા સરોવર પાણીડાં હું ગઇ રે
ત્યાં કોઇ આવે છે બાળકડા વરની જાન રે—વાજીંત્ર વાગે વરઘનાં રે
દાદા જાનૈયાને ઉતારા આપતા રે
મારા વરરાજાને મેડીના મહોલ રે—વાજીંત્ર વાગે વરઘનાં રે
દાદા સરોવર પાણીડાં હું ગઇ રે
ત્યાં કાંઇ આવે છે, લેરખડા વરની જાન રે—વાજીંત્ર વાગે વરઘનાં રે
દાદા જાનૈયાને દાતણ દાડમી રે

મારા વરરાજાને સોના ઝારીયું જોડરે—વાજીંત્ર વાગે વરઘનાં રે
દાદા સરોવર પાણીડાં હું ગઇ રે
ત્યાં કોઇ આવે છે, દરબારી વરની જાન રે—વાજીંત્ર વાગે વરઘનાં રે
દાદા જાનૈયાને મરદન તેલનાં રે
મારા વરરાજાને તેલ ફુલેલ રે—વાજીંત્ર વાગે વરઘનાં રે
દાદા સરોવર પાણીડાં હું ગઇ રે
ત્યાં કાંઈ આવે છે સરકારી વરની જાનરે—વાજીંત્ર વાગે વરઘનાં રે
દાદા જાનૈયાને અંગોળ ઉનાં પાણી રે
મારા વરરાજાને ત્રાંબાકુંડી જોડ રે—વાજીંત્ર વાગે વરઘનાં રે
દાદા સરોવર પાણીડાં હું ગઇ રે
ત્યાં કાંઈ આવે છે, વેપારી વરની જાનરે—વાજીંત્ર વાગે વરઘનાં રે
દાદા જાનૈયાને ભોજન લાપશી રે
મારા વરરાજાને સાકરીઓ કંસાર રે—વાજીંત્ર વાગે વરઘનાં રે
દાદા સરોવર પાણીડાં હું ગઇ રે
ત્યાં કાંઇ આવે છે વેવારીયા વરની જાન રે—વાજીંત્ર વાગે વરઘનાં રે
દાદા જાનૈયાને મુખવાસ એલચી રે
મારા વરરાજાને પાન પચાસ રે—વાજીંત્ર વાગે વરઘનાં રે
દાદા સરોવર પાણીડાં હું ગઇ રે
ત્યાં કાંઈ આવે છે, વરણાગીઆ વરની જાનરે—વાજીંત્ર વાગે વરઘનાં રે
દાદા જાનૈયાને રમત સોગઠાં રે
કે મારા વરરાજાને પાસા કેરી જોડ—વાજીંત્ર વાગે વરઘનાં રે
દાદા સરોવર પાણીડાં હું ગઇ રે
ત્યાં કાંઇ આવે છે જથાળા વરની જાનરે—વાજીંત્ર વાગે વરઘનાં રે
દાદા જાનૈયાને પોઢણુ ઢાલીઆ રે
મારા વરરાજાને હીંડાળા ખાટ રે—વાજીંત્ર વાગે વરઘનાં રે

દાદા સરોવર પાણીડાં હું ગઇ રે
ત્યાં કાંઇ આવે છે ગુલાબી વરની જાનરે—વાજીંત્ર વાગે વરઘનાં રે
દાદા જાનૈયાને ખેલણુ ઘોડલાં રે
કે મારા વરરાજાને તો રંગી ઘોડી જોડરે—વાજીંત્ર વાગે વરઘનાં રે

---

કન્યાજી ચડયાં રે દાદાજીની મેડીયે, રાયવર આવ્યા દાદાજીની શેરીયે
દાદા તમે રે જોયા વરરાજીયા, દાદા અમે જોયા ચતુર સુજાણુ
છત્રીશ વાજાં વાજીયાં
કન્યાજી ચડયાં રે કાકાજીની મેડીયે, રાયવર આવ્યા કાકાજીની ડેલીયે
કાકા તમે રે જોયા વર લાડકા, કાકા અમે જોયા ચતુર સુજાણુ
છત્રીશ વાજાં વાજીયાં
કન્યાજી ચડયાં રે મામાજીની મેડીયે, રાયવર આવ્યા મામાજીની શેરીયે
મામા તમે રે જોયા વર રૂપડા, મામા અમે જોયા ચતુર સુજાણુ
છત્રીશ વાજાં વાજીયાં
કન્યાજી ચડયાં રે વીરાજીની મેડીયે, રાયવર આવ્યા વીરાજીની ડેલીયે
વીરા તમે રે જોયા વર હોંસીલા, વીરા અમે જોયા ચતુર સુજાણુ
છત્રીશ વાજાં વાજીયાં

---

## લાલજલેચો



લાડડી તે લખી કાગળ મોકલે, હોંસીલા વર વેલેરા આવો
લાલ હો, લાલજલેચો ખાંતનો
હું કેમ આવું એકલો, મારે જાનૈયા સોંડાડયાની ખાંત.
લાલ હો, લાલજલેચો ખાંતનો
જાનૈયા સોંડાડે તારો દાદોજી, તમે રેલમાં બેસીને વેલા આવો
લાલ હો, લાલજલેચો ખાંતનો

લાડડી તે લખી કાગળ મોકલે, હોંસીલા વર વેલેરા આવો
લાલ હો, લાલજલેચો ખાંતનો
હું કેમ આવું એકલો, મારે જાનરડી સોંડાડયાની ખાંત
લાલ હો, લાલજલેચો ખાંતનો
જાનરડી સોંડાડે તારા કાકાજી, તમે હાથીડે બેસીને વ્હેલા આવો
લાલ હો, લાલજલેચો ખાંતનો
લાડડી તે લખી કાગળ મોકલે, હોંસીલા વર વેલેરા આવો
લાલ હો, લાલજલેચો ખાંતનો
હું કેમ આવું એકલો, મારે હાથીડા શણગાર્યાની હોંશ
લાલ હો, લાલજલેચો ખાંતનો
હાથીડા શણગારે તારો મામોજી, તમે રથે બેસીને વેલેરા આવો
લાલ હો, લાલજલેચો ખાંતનો
લાડડી તે લખી કાગળ મોકલે, હોંસીલા વર વેલેરા આવો
લાલ હો, લાલજલેચો ખાંતનો
હું કેમ આવું ઉતાવળો, મારે ઘોડલાં શણગાર્યાની વાર
લાલ હો, લાલજલેચો ખાંતનો
ઘોડલાં શણગારે તારા વીરાજી, તમે ચાંખડીયે ચડીને વ્હેલા આવો
લાલ હો, લાલજલેચો ખાંતનો

---

## છબીલી પામરી

કન્યાજીએ દાદોજી જગાડીયા, આપણી નગરીમાં આવડો શો રંગ
છબીલી પામરી રે
બહુ સજનો વર આવીયો, આપણી નગરીમાં એનો ઉછરંગ
છબીલી પામરી રે

કન્યાજીએ કકિાજી જગાડીયા, આપણી નગરીમાં આવડો શો રંગ
છબીલી પામરી રે
લાડકડો વર આવીયો, આપણી નગરીમાં એનો ઉછરંગ
છબીલી પામરી રે
કન્યાજીયેં મામોજી જગાડીયા, આપણી નગરીમાં આવડો શો રંગ
છબીલી પામરી રે
હોંસીલો વર આવીયો, આપણી નગરીમાં એનો ઉછરંગ
છબીલી પામરી રે
કન્યાજીએ વીરોજી જગાડીયા, આપણી નગરીમાં આવડો શો રંગ
છબીલી પામરી રે
લેરખડો વર આવીયો, આપણી નગરીમાં એનો ઉછરંગ
છબીલી પામરી રે

---

## વર તરફનાં સામઇયામાં ગાવાનાં ગીતો

દાદા વિના કેમ ચાલશે રે, દાદા કીયા દેવ સાથ વીરા તારી જાનમાં રે
કંકુડાં ઉડયાં રે મોંઘા મુલનાં, ઉડે ઉડે અધમણ ગુલાલ
કેસરીયાની જાનમાં રે
ઢોલડીયા ઢળાવું તારા ચોકમાં રે, પડે રે નગારાંનો ધોશ
વીરા તારી જાનમાં રે
કાકા વિના કેમ ચાલશે રે, કકિા કીયો દેવ છે સાથ
હોંશીલાની જાનમાં રે
નોબત બેસારૂં તારા ચોકમાં રે, સરણાઇ સરવો છે સાદ
વીરા તારી જાનમાં રે
મામા વિના કેમ ચાલશે રે, મામો કીયો દેવ સાથ
ડોલરીયાની જાનમાં રે

પુતળીયું નચાવું તારે માંડવે રે, નાચે ભવાયાની જોડ
ભમર તારી જાનમાં રે
વીરા વિના કેમ ચાલશે રે, વીરો કાગો ભાઇ સાથ
લેરખડાની જાનમાં રે
વાજાં વગડાવું તારા ચોકમાં રે, હાથીડા રાજદુવાર
વીરા તારી જાનમાં રે

---

ઝટો ઝટરે કહી વહુ કાગળ મોકલે, રાયવર વેલેરો આવ
સુંદર વર વેલેરો આવ, તારાં ઘડીયાં લગન, તે રાયવર આવીયા
હું તો પાંદડાંને તોરણુ કન્યા નહીં પરણું, ઘડીએ વેલો પરણીશ
ઘડીએ મોડો પરણીશ, ઘડી એને મોતી તોરણુ નીપજે
ઝટો ઝટરે કહી વહુ કાગળ મોકલે, રાયવર વેલેરો આવ
સુંદર વર વેલેરો આવ, તારાં ઘડીયાં લગન, તે રાયવર આવીયા
હું તો લાકડાને બાજોઠે કન્યા નહીં પરણું, ઘડીએ વેલો પરણીશ
ઘડીએ મોડો પરણીશ, અધઘડી એને રૂપા બાજોઠ નીપજે
ઝટો ઝટરે કહી વહુ કાગળ મોકલે, રાયવર વેલેરો આવ
સુંદર વર વેલેરો આવ, તારાં ઘડીયાં લગન, તે રાયવર આવીયા
હું તો ઠીકરાંની ચોરીએ લાડડી નહીં પરણું, ઘડીએ વેલો પરણીશ
ઘડીએ મોડો પરણીશ, તે ઘડી એને ત્રાંબા ચોરી નીપજે
ઝટો ઝટરે કહી વહુ કાગળ મોકલે, રાયવર વેલેરો આવ
સુંદર વર વેલેરો આવ, તારાં ઘડીયાં લગન, તે રાયવર આવીયા
હું તો પીતળની ઝારીએ નહીં પરણું, ઘડીએ મોડો પરણીશ
ઘડીએ વેલો પરણીશ, તે ઘડીએ સોનાની ઝારી નીપજે
ઝટો ઝટરે કહી વહુ કાગળ મોકલે, રાયવર વેલેરો આવ
સુંદર વર વેલેરો આવ, તારાં ઘડીઆં લગન, તે રાયવર આવીયા

હું તો ત્રાંબાકુંડીએ લાડડી નહીં પરણું, ઘડીએ વ્હેલો પરણીશ
ઘડીએ મોડો પરણીશ, અધ ઘડીએ રૂપા કુંડી નીપજે

---

નવે નગરથી ચોળ ચુંદડી વાપરી, આવી રે અમારડે દેશ રે વોરો રે
દાદા ચુંદડી

ચુંદડીયુંને ચારે છેડે ઘુઘરી, વચમાં તે આળેખ્યા ઝીણા મોર રે—વોરો રે
સંકેલું તો ધમકે વાગે ઘુઘરી, ઉખેળું ત્યાં ટહુકે ઝીણા મોર રે—વોરો રે
નવે નગરથી ચોળ ચુંદડી વાપરી, આવી રે અમારડે દેશ રે—વોરો રે
કાકા ચુંદડી

ચુંદડીયુંને ચારે છેડે ઘુઘરી, વચમાં તે આળેખ્યા ઝીણા મોર રે—વોરો રે
સંકેલું ત્યાં ધમકે રૂડી ઘુઘરી, ઉખેળું ત્યાં જગમોહનની ભાત રે—વોરો રે
સુરત શહેરથી ચોળ ચુંદડી વાપરી, આવી અમારડે દેશ રે—વોરો રે
મામા ચુંદડી

ચુંદડીયુંને ચારે છેડે ઘુઘરી, વચે રે આળેખી પોપટવેલ રે—વોરો રે
સંકેલું ત્યાં ધમકે વાગે ઘુઘરી, ઉખેળું ત્યાં પોપટ બોલે વેણ રે—વોરો રે
જીરણગઢથી ચોળ ચુંદડી વાપરી, વચ્ચે છે ચોખલીઆની ભાતરે—વોરો રે
વીરા ચુંદડી

સંકેલું ત્યાં ધમકે વાગે ઘુઘરી, ઉખેળું ત્યાં ટહુકે ઝીણા મોર રે—વોરો રે

---

આજ આનંદ મારે અંગ ન માય રે, લાલ ગોવિંદ ઘેર પધારીયા
પધાર્યા પુરવા મનડાંની આશ રે, દાસડાં સર્વે ટોળે મળ્યાં
મળીહળી માનુની, મંગળ ગાય રે, મંડપ છાયો વ્રજનો ફુલડે
મંડપ છાયો વ્રજનો ફુલડે, મોતીના પુર્યા ચોક
ટોડલે તોરણ બાંધીયાં, ઝુમણલાં ઝળકે ગોખ

ગોખ ઝળકે ઝુંમણાં, ચંદરવા ચિત્ર રસાળ
વ્રજકુંવર વહુ જાંબુવતી, મૃગનયની શ્રી ગોવિંદ સાથ
વાલોજી એણી પેરે નીરખીયા, હરીનાં સુંદર શ્યામ સ્વરૂપ

---

## લગન લઇ આવે ત્યારે ગાવાનાં ગીત



લગનીયો છે લાડીનો બાપ, લગન લઇ ઘેર આવીયો રે
લગનીયાને સાડલો પેરાવો, લગન લઇ ઘેર આવીયો રે
લગનીયાને ઘાઘરો પેરાવો, લગન લઇ ઘેર આવીયો
લગનીયાનાં માથાં ગુંથાવો, લગન લઇ ઘેર આવીયો રે
લગનીયાને ચુડલો પેરાવો, લગન લઇ ઘેર આવીયો રે
લગનીયાને ચાંડલો કરાવો, લગન લઇ ઘેર આવીયો રે
લગનીયાને ચોખા ચોડાવો, લગન લઇ ઘેર આવીયો રે

---

નગર રૂડું રે ત્રાંબાવટી, આ ઘેલા સુરજવંશી રે
વહુનો સસરો છે વેવારીયા, કંથ છે બાવન વીર
કેમ કરી થયારે વેવારીયા, કેમ કરી બાવન વીર રે
ગર્થે થયારે વેવારીયા, બંધવે બાવન વીર
ઘર રે મોટાં રે કીયાભાઇનાં, ઘેર છે અપસરા નારી રે
કઇ વહુ કાચની પુતળી, પાંહોલે ચાંપો શો ચીર રે

---

# કુંવારાં પડલું લઇ આવે ત્યારે ગાવાનું ગીત



ટોડે મોરીરે કરમદડી, તું તો મોરાતી મોરાતી આવે રે
મારા માંડવા હેઠ આવે રે, શાહજાદા તંબુ તાણ્યા છે
પાદશાહી પાથરણાં પાથર્યાં, જાદરના જલેચા બાંધ્યા છે
ત્યાં કાંઇ કયો ભાઇ સાજન બેઠા છે
ત્યાં કાંઇ કયો વેવાઇ થરથર ધ્રુજે છે
મ ધ્રુજીશ બાપડા, તારે લાખ જોવા, સવા લાખ લેજે
મારા માંડવાનો રંગ રાખે રે ટોડે મોરી રે કરમદડી

---

છૈયા ઘી પી રે ઘી પી, તારી બાંહોલડીયે બળ આવે
છૈયા ઘી પી રે ઘી પી, મારી કઇ વહુ છે ભોળી
છૈયા ઘી પી રે ઘી પી, તુંને ઢળક વાઢી ઢોળી
છૈયા ઘી પી રે ઘી પી, તારી કઇ મા છે લાછ
છૈયા ઘી પી રે ઘી પી, તુંને ઘેર ઘેર મગાવે છાશ
છૈયા ઘી પી રે ઘી પી, છૈયા ઘી પી રે ઘી પી
છૈયા ઘી પી રે ઘી પી, તારા ગાલ ગલોલા થાય

---

## લીલી ઘોડી



એક લીલુડી ઘોડી, કાન તમારી રે
તેના આગલ્યા પગ, હીરે જડયા રે
તેના પાછલા દોઇ, રૂપે જડયા રે

એની ઘોડીના મુખડે, મોતી જડયાં રે
ઇ ઘોડીના ચોકડે, ચૌદ રત્ન જડયાં રે
ઇ ઘોડીએ જડીત પલાણુ હીરે જડયાં રે
ઇ ઘોડીએ વાળાતે કેરો વીંઝણો રે
ઇ ઘોડીએ અગરચંદન કેરો ચાબખો રે
ઇ ઘોડીએ ચડે, ફીયાભાઇ લાડકા રે
તમને દાદાજી બોલાવે, લાડકડા રજે ભર્યા
તમે વૈયરને ઘેર ચ્યાતા, લાડકડા શું રે લયાવ્યા
અમે લાવ્યા છીયે નામ, સવા લાખું ફુલાણા ભાઇ
તમને કાકાજી બોલાવે, લાડકડા રજે ભર્યા
તમે અધ્યારૂ ઘેર ચ્યાતા, લાડકડા શું રે લયાવ્યા
અમે લાવ્યા છીયે ચૌદ વિદ્યા, મુખે સરસ્વતી
તમને માતાજી બોલાવે, લાડકડા રજે ભર્યા
તમે મોસાળને ઘેર ચ્યાતા, લાડકડા શું રે લયાવ્યા
અમે લાવ્યા છીયે, કલગી ભાઇ, માથે મોળીયાં
તમને વીરોજી બોલાવે, લાડકડા રજે ભર્યા
તમે સાસરીયાં ઘેર ચ્યાતા, લાડકડા શું રે લયાવ્યા
અમે લાવ્યા છીયે છોટી બેટી, ફુલાણા વેવાઇ તણી

---

અજા મારૂની કોટ કળા હેઠ, માલણી આવે
રંગ રાતીને મદમાતી, માલણુ મારાં વચન સુણે
સારો ચાંપલીઓ વેડીને, માલણુ મારો ચોસર ગુંથે
માંહીં સવામણુ સોનું ગુંથીને, માલણુ મારો ચોસર ગુંથે
માંહીં અધમણુ રૂપું ગુંથીને, માલણુ મારો ચોસર ગુંથે
માંહીં પસલી મોતી ગુંથીને, માલણુ મારો ચોસર ગુંથે

માંહીં પસલી પરવાળાં ગુંથીને, માલણ મારો ચોસર ગુંથે
માંહીં બાસઠ બારી મેલીને, માલણ મારો ચોસર ગુંથે
માંહીં ચોસઠ જાળી મુકાને, માલણ મારો ચોસર ગુંથે
તારા ચોસરની રઢ લાગી, માલણ તારો ચોસર જોવે

ચોસર સોહેરે કીયા ભાઇના પોત્રાને ચોસર સોહે
ચોસર સોહેરે કીયા ભાઇના દોહીત્રાને ચોસર સોહે
ચોસર સોહેરે કીયા ભાઇના લાડકડાને ચોરસ સોહે
ચોસર સોહેરે કઇ વહુના જન્મ્યાજીને ચોસર સોહે
ચોસર સોહેરે કીયા ભાઇના ભત્રીજાને ચોસર સોહે
ચોસર સોહેરે કીયા ભાઇના ભાણેજાને ચોસર સોહે
ચોસર સોહેરે કીયા ભાઈના સહોદરને ચોસર સોહે
ચોસર સોહેરે કઇ બાઇના વીરાજીને ચોસર સોહે
ચોસર સોહેરે કઇ વહુના વરરાજાને ચોસર સોહે
તારા ચોસરની રઢ લાગી, લાડકડાને જોવાને આવે
એક દીલ્લીનો દીવાન, લાડકડાને જોવાને આવે
એક પાટણનો પરધાન, લાડકડાને જોવાને આવે
એક માંડવેથી વેવાઇ, લાડકડાને જોવાને આવે

---

તું રે મેધાપુરના માળીડા, લાવજે વર શણગાર રે
લાવજે ડમરો ને મરવો, લાવજે ઝાઝેરાં ફુલ રે
વરજીનો ભરૂં રે અંબોડલો, બાંહોળી બેરખા સાર રે
વરમાનો મોડમોતી જડયો, એનો નવસેરો હાર રે
કોણે તે વર નવરાવીયા, કોણે તે કરીયા ઉબટ રે
કોણે તે વર શણગારીયા, કોણે તે ભરીયો મુગટ રે

કોણે તે ટીલડાં કાઢીયાં, કોણે તે ચોખા ચોડીયા રે
કોણે તે નયણાં શણગારીયાં, કોણે તે ત્રીભોવન કીધ રે
કોણે તે પસ ભરાવીયા, કોણે તે મીઠડાં લીધ રે
કોણે તે પલાણ પાથરીયાં, કીયો ભાઇ થયા અસ્વાર રે
કોણે તે નદીયું ઉતારીયું, કઇ બાઇયે ઝાલી ઘોડાવાઘ રે
...... માતાયે વર નવરાવીયા,...... દાદાયે કરીયા ઉલટ રે
...... કાકાયે વર શણગારીયા,...... ફુવાયે ભરીયા મુગટ રે
...... બ્હેને તે ટીલડાં કાઢીયાં,...... બ્હેને રે ચોખા ચોડીયા રે
...... ફઇયે નયણાં શણગારીયાં,...... ભટ્ટજીયે ત્રીભોવન કીધ રે
...... માતાયે પસ ભરાવીયો,...... માતાયે મીઠડાં લીધ રે
...... ભટ્ટજીયે પલાણ પાથરીયાં,...... વરરાજા થયા અસ્વાર રે
...... ભટ્ટજીયે નદીયું ઉતારીયાં,......બ્હેનડીએ ઝાલી ઘોડાવાઘ રે
રાયે તે ઘોડાને ખેંચીયો, પરધાને પુછી છે વાત રે
કોણ નરેશ કોણ માળવો, કઇ ગુજરાતનો રાય રે
નહીં રે નરેશ નહીં માળવો, નહીં ગુજરાતનો રાય રે
ચડયો રે અહિછત્રો રાણો રાજીયો, ચડયો ગુજરાતનો રાય રે
પહુત્રો ચડયો રે—દાદાજી તણો, ઇ વરે એવડા ઉલટ રે
દોહીત્રો ચડયો રે—નાનાજી તણો, ઇ વરે એવડા હરખ રે
લાડકડો ચડયો રે—બાપુજી તણો, ઇ વરે એવડી હોંશ રે
જન્મ્યોજી ચડયો રે—માતા તણો, ઈ વરે એવડાં તેજ રે
ભત્રીજો ચડયો રે—કાકાજી તણો, ઇ વરે એવડાં રૂપ રે
ભાણેજો ચડયો રે—મામાજી તણો, ઇ વરે એવડાં લાડ રે
સહોદર ચડયો રે—વીરાજી તણો, ઇ વરે એવડાં ઉલટ રે
વીરાજી ચડયા રે—એની બાઇ તણા, ઇ વરે એવડાં ઉજમ રે
વરરાજા ચડયા રે—વહુ તણા, ઇ વરે એવડાં તેજ રે

---

# વરઘોડામાં ચાલતાં ગાવાનું ગીત



જગજીવનને ગાઇયે રે, નંદતણા જે કહાન
અવની ઉપર પ્રગટીયા, હરીએ દૈત્યનાં ઉતાર્યાં માન–શ્રીકૃષ્ણ ઘોડે ચડયા
ઘોડી ગુજર્ર દેશની રે, કનકતણાં રે આસન
પાહોલીએ હીરા જડયા, પ્રભુ પગ દોની ધરીને મન–શ્રીકૃષ્ણ ઘોડે ચડયા
મખીયારે માણેક જડયા રે, તળવે ત્રીકમ જોડ
નાળબંધીરે અતિ નીરખતાં, હુંને એ વર જોયાના કોડ–શ્રીકૃષ્ણ ઘોડે ચડયા
તેલ કચોળાંને આમળાં રે, ઉષ્ણોદક અતિ સાર
મરદન કરાવે સહુ સુંદરી, જીરે નાહ્યા તે શ્રી ભગવાન–શ્રીકૃષ્ણ ઘોડે ચડયા
આવો નવડાવું નાથજી રે, વાધો વિઠ્ઠલ જેહ
કસ્તુરી કેસર વડે છાંટયાં, પહેરોને પ્રભુજી પેર–શ્રીકૃષ્ણ ઘોડે ચડયા
નાહીધોઇ વર ઉઠીયા રે, અંગુછે લોહ્યાં દીલ
લીલાં પીતાંબર પેહેરણે, પીળાં ટીલાં કીધાં જુગદીશ–શ્રીકૃષ્ણ ઘોડે ચડયા
કદોરે માણેક જડયાં રે, સુને ગાંઠીસેર
પાગે તે સોહે રે લંગર પોલરી, હરીની ઘુઘરી વાગે ઘમઘમ–શ્રીકૃષ્ણ ઘોડે ચડયા
હાથે તે સોહે કલ્લાં વાંકડાં રે, વેઢને વીંટી જડાવ
નાઘડીયાને સોહે નવઘરાં, હરીનાં સાંકળાં રત્નજડાવ–શ્રીકૃષ્ણ ઘોડે ચડયા
બાંહે બાજુબંધ બેરખા રે, માદળીયાંરે જડાવ
કોટે તે સોહે દસ સાંકળી, દુગદુગીમાં ઝળકે લાલ–શ્રીકૃષ્ણ ઘોડે ચડયા
મસ્તકે મુગટ સોહામણો રે, મકરા કુંડળ કાન
ટીલાં કીધાં કેસરતણાં, હરીને મુખડે બહોળાં તંબોળ–શ્રીકૃષ્ણ ઘોડે ચડયા
અક્ષત કર શ્રીફળ ગ્રહ્યાં રે, માડીએ બાંધ્યા મોડ
પ્રભુજીને પીળીયાં ઓવારણે, વરની ભાભીએ ભરી મોતીસેર–શ્રીકૃષ્ણ ઘોડે ચડયા

બેન કરે ઓવારણાં રે, માતાએ ભરી સેસ
વડીઆઇ માતાએ નીરખીયાં, બેન સોભદ્રા તે ભામણાં લેસ—શ્રીકૃષ્ણ ઘોડે ચડયા
ઓધવ અનંત સણગારીયા રે, ખુંપે જડયો રે પ્રલ્હાદ
દેવકીએ નયણાં સમારીયાં, જીરે હરીમન હવારે હુલ્લાસ—શ્રીકૃષ્ણ ઘોડે ચડયા
અશ્વ ગંગાજળ આણીયા રે, સાવ સોનાનું પલાણ
પાછળ ઝુલ હીરે જડીજી રે, મોતી સોહે આમળાં પ્રમાણ—શ્રીકૃષ્ણ ઘોડે ચડયા
નાગરવેલ આણી અવનવીરે, અધરે બોળી રંગ
હેલ દઈ ઘોડે ચડ્યા સુખી, સુરીજન હવારે આનંદ—શ્રીકૃષ્ણ ઘોડે ચડયા
દુ:ખી દુરીજન પડયા મનભંગ—શ્રીકૃષ્ણ ઘોડે ચડયા
સુરનર મુનિવર સાજના રે, જાદવ ચાલે જોડ
છત્રપતિ મળ્યા દેવતા મળી, સરખે ને સરખી જોડ—શ્રીકૃષ્ણ ઘોડે ચડયા
લાલ રેશમના વાવટા રે, નવરંગી રે નીશાન
પીળી પતાકા ઝળહળે, ધજાએ તે ગરૂડ નીશાન—શ્રીકૃષ્ણ ઘોડે ચડયા
પાલખી ભલી સણગારી રે, હોદે જડયાં રે માણેક
જાનરડીમાં સોહે વરનાં બેનબા, સાંબેલામાં શોભીતા ભાણેજ-શ્રીકૃષ્ણ ઘોડે ચડ્યા
વેલે વારૂ સુંદરી રે, માફે મોહન નાર
પાલખીએ વર બ્હેન મા, તે તો ગાન કરે રે અપાર—શ્રીકૃષ્ણ ઘોડે ચડયા
ઘોડા તારી કલગીએ રે, ચુની ઝળકે અપાર
ભાંરે બેસે શ્રીકૃષ્ણ કુટડા, એના તેજ તણો નહીં પાર—શ્રીકૃષ્ણ ઘોડે ચડયા
ચંદ્ર સુરજ દીવી કરે રે, છત્ર ધરે રે મહાદેવ
ઈંદ્ર ઉપર ચમ્મર કરે ત્યાં તો, મળ્યા રે તેત્રીસ ક્રોડ દેવ—શ્રીકૃષ્ણ ઘોડે ચડયા
હાથીડા સણગારીયા રે, ઘોડે ઘુઘરમાળ
રાજમોહન રથ જોતર્યા, જી રે વરઘોડે ચડયા રે ગોપાળ—શ્રીકૃષ્ણ ઘોડે ચડયા
કેસરે છાંટયાં છાંટણાં રે, ગુલાબે છાંટી વાટ
સાજન સહુ સંગે મળ્યું, ગુણ ગાયે તે કાળીદાસ—શ્રીકૃષ્ણ ઘોડે ચડયા

ઝીણી રે વેલ ઝીણા બળદીયા રે, નાનાં વરવહુની જોડ
આજ મારા જ્યાવર પરણીયા જી રે, પુર્યાં છે મનડાંના કોડ–શ્રીકૃષ્ણ ઘોડે ચડયા
સાંઠીયા કોટે સાંકળી રે, બળદીયા કોટે ચંદ
આજ મારા જ્યાવર પરણીયા જી રે, અંબામાએ રાખ્યો રંગ-શ્રીકૃષ્ણ ઘોડે ચડ્યા

## ન્હાવણનું ગીત *



સખી રે સુવાસણ સૌ મળી, મનરખી મંગળ ગાય રે
મળી શ્યામા તેવડી તેવડી, વરજીને ન્હાવણ લઇ જાય રે
એક કર કનક કંચોલડાં, એક કર કંકુએ ભરીયાં રે
એક કર છાયાં ચિરોદક, બાવન ચંદને ભરીયાં રે
માનની આવે રે મલપતી, કયાં જાનીવાસાનો ઠામ રે
કોણુસ દેશનો રાજીઓ, વેવાઇ કોણુસ નામ રે
તેના રે કુંવર કોડામણા, વરવરું કોણુસ રાય રે
બેસણે ઢાળ્યો બાજોઠીઓ, ન્હાવાને ઉઠયા છે રળિયાત રે
ત્રાંબાકુંડી ઉલટે ભરી, ભલા ભલા સુગંધી અંગ-પરે
નાહીને ઉઠયા રે નરપતિ, પીતાંબર વસ્ત્ર ધર્યાં અંગ રે
સ્ફટીક મણી બે પાવલાં ઉઠી, લોહ્યાં પટકુલે અંગ રે
આચમન લીધાં રે રીતશું, પ્રીતશું ઓરડામાં પધાર્યા રે
લાલ અંગરખી સાવટું, રાઠોડી મોજડી પાય રે
નયણે તે કાજળ સારીયાં, ત્રંબકુ કીધી છે ગાલે રે
લ્હેકે કૃષ્ણાગર કેવડો, મોતીડાં લ્હેકે છે લલાટ રે
મસ્તક ખુંપ ધરાવીઓ, શ્રીફળ આપ્યું છે હાથ રે
વિપ્ર પોતાનારે ધરતણા, આવી કરે કન્યાનાં વખાણ રે

* આ ગીત ૮૦ મે પાને શરૂઆતમાં જોઇએ.

## પોંખવા જતી વખતે ગાવાનું ગીત

સગીય સાસુય કરો સણગાર રે, પેરો પટોળી ઓઢો ચુંદડી
સાસુને મસ્તક કનક કળશ, ઉપર લોટી ઉદક ભરી
લોટી ભરી રે સરવે ઉદક ઉપર વેગે વરવેઢું ભરી
પોંખવા ચાલ્યાં હરખે સાસુ, હાથ અખ્યાણું લઇ
ચાલતી ગજગતિ અંગ ઉલટ, મુળ મંગળ ગાતી
આવતી આમા વિશ્વભામા, અનન્ત આગળ ઉભી રહી
વિદ્યાર્થી વ્હેલો ચાલ પેલો, લાવ ધોરી ધોંસરૂં
એક સાળ ખંડન, જગત મંડન, લાવ્ય બીજું પોંખણું
સુવર્ણ સળીઓ હાથ ધરીઓ, હોય વૈકુંઠ વારણાં
શિશુપાલ ઉપર બાણ સાંધ્યાં, કરો ભૂપત ભામણા
પીંડલી ચોય દશ સફળ કીધી, આરતી સંપુટ ધરી
વરએડીયામાં મુઠ મેલી, મોરમુદ્રા પણ ધરી
કર કરી કુંકુમ તીલક ત્રીકમ, વિવિધ વધાવા મળી
ગળે ધાટ ઘાલી નાક સાહી, આવો એહા માય રે

## હસ્તમેળાપ વખતે ગાવાનું ગીત

અમે વરતે છે સાવધાન રે, સાવિત્રી દે છે કન્યાદાન રે
આદિત્ય કરે છે આનન્દે ટીલાં રે, બ્રહ્મા વેંચે છે શ્રીફળ બીડાં રે
ત્યાં તો જાદવ મોટા મોટા આવે રે, વસુદેવ દેવકી પરણાવે રે
ચોરી ચોખાળીને બાંધી રે, કન્યા પધરાવીને આણ્યાં રે
કન્યા કૃષ્ણ સામાં બેસાર્યા રે, ત્યારે પિયરનાં દુઃખ વિસાર્યા રે
એ તો દષ્ટે પ્રપંચે મળીયાં રે, ત્યારે દુઃખ હૃદયનાં ટળીયાં રે
હાથે વાળો તે સાચો સ્વામી રે, ત્યારે પામી અંતર જામી રે

# ઇશ્વર વિવાહ



શંકર શારદાને શિશ નામું રે, ગરવા ગણપતિ જુઓ મુજ સામું રે
સમરૂં શારદા સમરથ જાણી રે, અંબા આપો અવિચળ વાણી રે
પરમોદીને પુછી છે વાત રે, કેમ પરણ્યા તે શંભુનાથ રે
વીવા વૈકુંઠ નાથે વખાણ્યો રે, એવો દેવીદાસે ન જાણ્યો રે
પ્રભુજીનું નામ પ્રીછાવું રે, વીવા વિગતે કરીને ગાઉં રે

## ઢાળ

વીવા તે વિગતે વર્ણવું, મારી માતાજી કરોને મયાય
દીન વચન દેવીદાસનાં, દેવી કરોને દયાય
એક સમે નારદ આવીયા, જ્યાં હતા શંભુનાથ
પ્રીતે શું પ્રભુજીને પ્રીછવી, કહે રૂષી આગળ તે વાત
નારદ કહે નયણે નીરખતાં, એવી કન્યા ન જાણું કોય
સમોવડ શંભુનાથની, સરખા તે સરખી હોય

વળતી રૂષીએ માંડી છે વાત રે, તમે સાંભળો શંભુનાથ રે
અહીંથી દૂર ઘણી ભૂમિ થાય રે, તહીં રહે છે હેમાચળ રાય રે
તેને ઘેર છે મેના નારી રે, તેને કુળ છે કન્યા કુંવારી રે
કોડે શોભે તેની ઘણી કહાવી રે, મહા રૂપ અનુપમ લાવી રે
દીસે દેવી તણો અવતાર રે, શોભા કહેતાં ન આવે પાર રે
હીંડે હંસ તણી ગતિ ધરતી રે, ભૂમિ ઉપર ડગલાં ભરતી રે
કટિ જાણીયે કેસરી લંક રે, અવની પર આડો અંક રે
વેણી વાસુકી નાગ લજાયા રે, દીસે કંચન સરખી કાયા રે
ચરણ કદલી સ્થંભ શા જાણું રે, તપે રૂપીથી અધિક વખાણું રે
બેઠી છે તે બાળ કુંવારી રે, શામા શોધે છે વરને વિચારી રે
કહે નારદ નયણે મેં નીરખી રે, દેવ કન્યા છે શંભુ સરખી રે

શંભુ કહે તમે નારદ જાઓ રે, રૂષી વાયુથી વેલા થાઓ રે
શુભ કામ કરો શ્રમ આણી રે, રૂષી ચાલ્યા સુણી એવી વાણી રે
એમ કરીને ત્યાં નારદ આવ્યા રે મહાદેવનાં માગાં લાવ્યા રે
જેથી માતપિતા મન મોહે રે, એવો વર કન્યાને સોહે રે
વળતી રૂષીયે માંડી છે વાત રે, વર સારો છે શંભુનાથ રે
જેને સુરનર મુનિવર જાણે રે, વર રૂડો તે વેદ વખાણે રે
ત્યારે બોલીયાં મેના માય રે, કોણ ખંડનો છે વરરાય રે
એનું કુળ છે કેવી જાતે રે, એ તો વર કેવી છે નાતે રે
કહે નારદ સાંભળો બાઇ રે, એને કુળ છે અધિક વડાઇ રે
એનું સુંદર કુળ બહુ સારૂં રે, દેખી મન માને છે મારૂં રે
જો કોઇ અણજુગતું કહે તમને રે, તેની ખોટ વરધ છે અમને રે
ઇશ્વરજી છે વીવા સરખા રે, એવાં વચન સુણી રાય હરખ્યા રે
જોયા વિના અજોયું કીધું રે, શંભુનાથનું શ્રીફળ દીધું રે

ઢાળ

રાય કહે રૂષી સાંભળો, જુગતે શું લાવો જાન
મોટા તે મહિપતિ આવશે, રૂડી પેરે વધશે માન

નારદ કહે તમે સાંભળો રાય રે, કહું મહાદેવનો મહીમાય રે
બ્રહ્માદિક ને શ્રી ભગવાન રે, સાથે આવશે સરવે સમાન રે
એવાં વચન કહી રૂષા વળીયા રે, પ્રભુજીને પંથે પળીયા રે
મહાદેવને મંદિર આવ્યા રે, રૂષી રૂડા સમાચાર લાવ્યા રે
હિમાચળે તે કન્યા દીધી રે, શંભુનાથની સગાઇ કીધી રે
એવી વાત કહી છે વાલી રે, શીવે હસીને લીધી છે તાળી રે
ચાલો જગદીશ પાસે જઇયે રે, વિવા વૈકુંઠનાથને કહીયે રે
લક્ષ્મીવરને તેડી લીજે રે, પરીયાણ પ્રભુજી શું કીજે રે
હિમાચળને હરખ ન માય રે, મહામંડપ રચીયો ત્યાંય રે
તેડયા સલાટ, સુતાર, સોનાર રે, તેડયા કારીગરો તે ઠાર રે

બ્રહ્માજીએ મુહુર્ત સારૂં સાંધી રે, દિશા જોઇને દોરડું બાંધી રે
ભૂમિ ચાર જોજન ભરી લીધી રે, પરવાળાની પુરણી કીધી રે
મણી જડીત્ર મોડ ઘડાવ્યા રે, ત્યાં બ્રાહ્મણો સરવે આવ્યા રે
ભૂમિથી ઉંચાં ભુવન આકાશે રે, માંહીં જડીત્ર જ્યોતિ પ્રકાશે રે
માંહીં જુગતી તણી ગતિ જાણી રે, નવરંગની રચના આણી રે

### ઢાળ

રંગની રચના આદરી, જુજવી જુજવી જાત
મેઘ માળ ને ચિત્રશાળા ભલી ઓપે છે ભાત
મેરૂ પર્વત પંખી પ્રગટ્યાં, ફુલવેલ સુખકાર
નયણેથી તે નીરખતાં, કહેતાં ન આવે પાર

એવી મંડપરચના માંડી રે ચતુરાઇથી ચિત્રજ કાઢી રે
માંહે ભેદ ભુલવણી ભારી રે, માંહે બાજીગર રચના ન્યારી રે
માહીં વેદ ભણતા જોશી રે, માંહીં વણજ કરતા દોશી રે
માંહીં મનમોજી મનગમતા રે, ભાટ, ચારણ, રમતા ને ભમતા રે
માંહીં ગોપ વાંસળીયું વાળા રે, ત્યાં તો ચાલતા મારગ ટાળ્યા રે
કોઇ ઘોડે ચડયા અસ્વાર રે, બખતર પાખરનો નહીં પાર રે
માંહીં મત્ત મેગળ મદ ઝરતા રે, માંહોમાંહે લડી મસ્તી કરતા રે
સુંઢવાળાને સાંકળો છાજે રે, ગળે બાંધ્યા તે હયવર ગાજે રે
માંહીં મલ્લ પ્રતિજ્ઞા કરતા રે, માંહીં ગંધર્વ ગાન ઉચરતા રે
માંહાં આનંદ ઉત્સવ થાય રે, એવું લખીયું છે મંડપ માંય રે
બીજી નાટક વાત ન જાણું રે, વનસ્પતિ શું મુખથી વખાણું રે
માંહીં અનુપમ આંબા ફળીયા રે, જેવા જેવાં જાંબુડાં ગળીયાં રે
જ્યાં ખારેક ને ખજુર રે, ફળ ફોફળ ને નાળીએર રે
લીલી કેળો ને કમર્દી પાકી રે, માંહીં સારી સુખડ નહીં બાકી રે
માંહીં તજ જાવંત્રી ઝાઝી રે, બોરડીએ બોર રહ્યાં છે પાકી

વળી બદામો ને બહુ બીલી રે, તે તો દીસે છે નવરંગ લીલી રે
નવરંગી તે નાગર વેલી રે, શોભા વૈકુંઠની લાવી મેલી રે
વનસ્પતિ તે ભાર અઢાર રે, માંહીં પંખી તણો નહીં પાર રે
જ્યારે મધ્ય મંડપમાં આવ્યા રે, ત્યારે હરખે શું હંસ લખાવ્યા રે
માંહીં મોર મધુરા બોલે રે, જાતાં નાવે કોયલડીને તોલે રે
માંહીં નવરંગી સારસ રૂડાં રે, માંહીં કાબર ચકલી ને સુડા રે
માંહીં પારેવાં, પોપટ પઢતાં રે, ત્યાં તો કુરંગી કુકડા વઢતા રે
મેના બોલે છે શબ્દો મીઠા રે, બગ ધ્યાન ધરીને બેઠા રે
પર ભૂમિ તણાં જે પંખી રે, તેની જાત લખી છે સરખી રે
એવી મંડપ રચના કહાવે રે, કેવી જાન શંભુજી લાવે રે
મઠી આગળ માંડવ ઘાલ્યા રે, શંભુનાથ તે પરણવા ચાલ્યા રે
શિવે જુગતે શું જટા બાંધી રે, પહેરી ફાટેલી કંથા સાંધી રે
ભાર ભાંગધતુરાનો આણ્યો રે, મહાદેવે પોઠીડો પલાણ્યો રે
ગળે પેરી છે રૂંઢની માળા રે, અંગે લપેટયા છે ભોરીંગ કાળા રે
શંભુનાથ સમાચાર કહાવે રે, એવો વેશ ધરી વર આવે રે
નવજોબની નેણ સમારી રે, સામૈયે આવી સુંદર નારી રે
જોવા ગયાં છે જાન જમાઇ રે, ત્યાં તો મેના રહ્યાં મુરછાઇ રે
ભુંશો બ્રાહ્મણ ભુંડો જાણ્યો રે, અણગમતો આંગણીયે આણ્યો રે
એવાં વચન કહી સહુ જાય રે, જઇને કહ્યું હીમાચળ રાય રે
માતા કુંવરીને એમ કહાવે રે, તારો બળદે ચડી વર આવે રે
કુંવરી કરે કર્મની વાત રે, વર પામી હું શંભુનાથ રે

ઢાળ.

મેનાનું મન માને નહીં, તેના કંઇક અવગુણ ગાય
પેરે પેરે કરી પ્રીછવે, આધીન થઇ ઉમીયાય
જનમ આપે જનેતા, પણ કર્મ ન આપે કોય

પાણી પીને ઘર પુછીયું, તેની જાતભાત શી જોય
આંગણે આવ્યો વર આશા કરી તે વર્યા વિના કેમ જાય
કરમ બંધન કીજીયે તો, દોષ લાગે મોરી માય
જે મને વર રૂષીયે આપ્યો રે, તે મેં સત્ય કરીને થાપ્યો રે
ત્રણ લોકમાં તપ મેં કીધું રે, શંભુનાથનું સગપણ લીધું રે
એવાં વચન કહી કરી વાત રે, મુખથી બોલ્યાં તે મેના માત રે
આતો પુત્રી મેં કયાં થકી જાઇ રે, વિષની ગળથુથી નવ પાઇ રે
વણદીઠે શું વરને વખાણો રે, હંસ કાગ ને કોટ બંધાણો રે
પહેલાં પોંખવા જે કોઇ જાશે રે, તેને સર્પ તે સામા થાશે રે
એમ માનવી મનમાં વીમાસે રે, કોણ જાય તે જોગી પાસે રે
દેવકન્યા એને કેમ દીજે રે, માટે રૂડું ગમે તેમ કીજે રે
સહુ હાંસી કરે એને દેખી રે, કન્યા કેમ દીજે દેખી પેખી રે
જો જો કુળવંતો જમાઇ રે, દેખી નારી રહી મુરછાઇ રે

ઢાળ

મેનાનું મન માને નહીં, એને આંગણે ઉભા ઇશ
પાર્વતીનો પ્રેમ જોઇ, રૂપ પ્રગટયું ઉમીયાધીશ
સૂર્ય સમો વર વદન ઝળકે, કળા કોટી પ્રકાશ
જોતામાં ખામી નહીં જરા, તે તો કહું શો ત્રાસ
હવે હરખ્યા શ્રીહરી, ને અંગે વધ્યો ઉછરંગ
શણગાર સજી સહુ સુંદરી, બહુ નારી બની નવરંગ
ધુશળ મુશળ કર ધરી, મહાપતી મંગળ ગાય
પોંખી કરી પધરાવીયા, મહાદેવ મંડપ માંય

વર મંડપમાં પધરાવ્યા રે, ત્યાં તો મોટા મુનિવર આવ્યા રે
બ્રહ્મા સાથે સોહે બ્રહ્માણી રે, ઇંદ્ર સાથે સોહે ઇંદ્રાણી રે
રવિ સાથે રાંદલ રાણી રે, ચંદ્ર સાથે છે રોહણી રાણી રે
હિમાચળની સાથે છે મેના રે, વળી કરૂં વખાણ હું કેનાં રે

શિવ બેઠા પલાઠી વાળી રે, મધુપર્કમાં કાંસાની થાળી રે
લક્ષ્મી શિવને લુણ ઉતારે રે, સત્યભામા તે સહુને વારે રે
સહુ નાટક બોલે છે બોલ રે, નાવે જાંબુવતીને તોલ રે
રૂખમણી એણીપેરે ગાય રે, રાધીકાજી વારણે જાય રે
સહુ બોલે શંભુજીની પક્ષે રે, જળ આવ્યાં મેનાને ચક્ષે રે
અતિ આનંદે પરણ્યા ઇશ રે, સાથે જાનૈયા શ્રી જગદીશ રે
કન્યાદાન દીયે હિમાચળ રાય રે, મળી માનિની મંગળ ગાય રે
ધન્ય ધન્ય થયો અવતાર રે, વાજાં વાગે દુંદુભી અપાર રે
બ્રહ્મા શાશ્વતું મુહૂર્ત સાધી રે, લીલા વાંસની ચોરી બાંધી રે
સુંદર મંગળ વરત્યાં છે ચાર રે, શિવજી આરોગ્યા કંસાર રે
શિવને હાથ ગ્રહણું ત્યાં થાય રે, દાન આપે હિમાચળ રાય રે
રાયે હસ્તી આપ્યા શણગારી રે, ઉપર અંકુશ ને અંબાડી રે
લાંબી ડોકના સાંઢીયા સાર રે, ગાયો ભેંસોનાં ટોળાં અપાર રે
રાયે રથ આપ્યા છે ક્રોડ રે, સાથે ધોળા ધોરીની જોડ રે
પ્રભુને પેરામણી ઘણી થાય રે, પીળાં પીતાંબર દેવ રાય રે
ઘડ બાંધ્યાં દીસે ઘરચોળાં રે, ઘણાં લાંબાં પનાદાર પોળાં રે
ભર જરીયા જામા મન ભાવે રે, મનગમતા મશરૂ મંગાવે રે
વળી લાવે બીજાં નવરંગી રે, જાન માંડવે અતિ ઉછરંગી રે
ઘણી જુગતે જમાડી છે જાન રે, આપ્યાં જાનૈયાને પાન રે
ગાય ગાંધર્વ અપસરા ગાન રે, છુટયા બંધ થકી બંધીવાન રે
શિવજી પરણીને ચાલ્યા કૈલાસ રે, મૃત્યુલોક મેલ્યો દેવીદાસ રે
વાસાવડમાં વાસો વસે છે રે, અતિ આનંદે વિવા કહે છે રે
જે કોઇ ઇશ્વર વિવા ગાશે રે, તેનાં પાતક પ્રલય થાશે રે
જે કોઇ સાંભળશે નરનારી રે, તેની આશા પુરે ત્રિપુરારી રે
વિવા સાંભળી ધરશે ધ્યાન રે, તેને રીઝે તેથી ભગવાન રે
તેને કૃપા કરે શંભુનાથ રે, ઝાલે સંકટ વેળાએ હાથ રે
ધનધાન્ય પુત્ર પરિવાર રે, આપે પાર્વતી ભરથાર રે

ઢાળ

પ્રીતે શું આપે શ્રી હરિ, તેના મનની તે પુરે આશ
શ્રોતાજન સૌ સાંભળીને, બોલો શ્રી અવિનાશ

## શ્રી કૃષ્ણ વિવાહ



દ્વારકાંથી ચાલ્યા જાદવરાય, રૂકમણીજીને પરણવા રે
રથમાં સારા બળવીર, રૂકમણીને પરણવા રે
ભીમકસુતાને પ્રેમજાણ રૂકમણીને પરણવા રે
પોંચ્યા છે કુંડિનપુર માંહે રૂકમણીને પરણવા રે
જે કૃષ્ણ રાજા સ્વામી નંદકીશોર, રૂકમણીને પરણવા રે

દૂર ઘણી દ્વારામતી રહ્યો લગન વચ્ચે દિન એક
અંતરજામી આવજો રાખજો મારી ટેક
એમ કરગરી કુંવરી કરી કાગળ લખવાની આશ
મુક્તાનંદ કહે માનિની, થઇ જગતથી ઉદાસ

ઢાળ

મારી ભાળ લેજો અવિનાશી રે, જાણી જનમોજનમની દાસી રે
વાંચી કાગળ વેલેરા આવો રે, મારા તનનો તાપ બુઝાવો રે
દિન એક લગન વચ્ચે જાણી રે, વેલા આવજો સારંગપાણી રે
મેં તો તમ અરથે તન કરીયું રે, મેં તો તમ ચરણે ચીત ધરીયું રે
જો નાથ નહીં આવો વેલા રે, તજું પ્રાણ લગનની પહેલાં રે
કહે મુક્તાનંદ મુરારી રે, વાલા રાખજો ટેક અમારી રે
લઇ કાગળ વિપ્ર સીધાવ્યા રે, હરીની કરૂણાથી દ્વારકાં આવ્યા રે
દીઠું દ્વારકાં મહાસુખ ધામ રે, જેના રાજા છે સુંદર શ્યામ રે

વાલો વિપ્રને આવતા જાણી રે, ઉઠયા સન્મુખ સારંગપાણી રે
પુછી ક્ષેમને કાગળ લીધો રે, પત્ર વાંચી હૈયે દઢ કીધો રે
પુજ્યા વિપ્રને ઘણું દઇ માન રે, જાવા તૈયાર થયા ભગવાન રે
સાથે વિપ્રને રથમાં બેસારી રે, આવ્યા કુંડિનપુર શ્રી મુરારી રે
એવા ભક્તવત્સલ ગીરધારી રે, ગાય મુક્તાનંદ બલીહારી રે

## સાખી.

માનુની મનમાં ચીંતવે, કેમ નાવ્યા સુંદર શ્યામ
વાર ઘણી થઇ વિપ્રને, ન સર્યાં મહારાં કામ
જો નહીં આવે જદુપતી, તો તજીશ મારા પ્રાણ
તેવામાં દ્વિજ આવીયા, જેમ આવે રામનું બાણ
વિપ્ર વદન જોઇ વિનતા, આનંદ વાધ્યો અપાર
પ્રાણજીવન પધારીયા, જગજીવન જુગઆધાર
કુંડિનપુર હરિ આવીયા, સુણી ભૂપતિ ભીમકરાય
સામાં જઇ સન્માન કીધાં, આનંદ ઉર ન સમાય
ત્રીકમ તોરણ આવીયા, વરત્યો તે જેજેકાર
મુક્તાનંદ કહે માનુનીના, પુન્યતણો નહીં પાર

## ઢાળ.

દેવી પુજાનો મશ લઇ પ્યારી રે, ચાલી નીરખવા શ્રી ગીરધારી રે
સાથે લીધો પુજાનો સામાન રે, ચાલી નીરખવા શ્રી ભગવાન રે
હરીના ભક્ત અનાદીના માની રે, ભાવે પુજ્યા ભવને ભવાની રે
વળતાં રૂપ પ્રકાશી બાળી રે, પ્રેમે પામશે શ્રી વનમાળી રે
સંગે અસુર હતા રખવાળ રે, જોઇ રૂપ પડયા તત્કાળ રે
વેગે આવી અંતરજામી રે, મળ્યા મુક્તાનંદના સ્વામી રે
કર સાહીને રથમાં લીધાં રે, મનવાંછીત કારજ સીધ્યાં રે
કન્યાહરણ કરી પાછા વળીયા રે, સેન સહીત ત્યાં બળભદ્ર મળીયા રે

વાંસે રૂખમૈયો ચડયો શિશુપાલ રે, કન્યા કેમ કરી લેશે ગોવાળ રે
બાંધી દ્વારકાં માંહેથી લાવું રે, નહીં તો પાછો તે પુરમાં ન આવું રે
જઇને જુધ જદુપતિ સંગ કરીયો રે, વહાલે સર્વ તણો મદ હરીયો રે
રૂખમૈયાની વાઢી છે દાઢી રે, કાપી કેશને મુકયો છે કાઢી રે
રૂખમણીજીનો શોક નીવારી રે, મુક્તાનંદ કહે પધાર્યા મુરારી રે

## સાખી

માધવપુરનો માંડવો, ને જાદવ કુળની જાન
પરણે રાણી રૂખમણી, વરવાંછીત શ્રી ભગવાન
જાદવ જાનૈયા થયા, વળી માંડવીયા સોય
વિધિ સહિત વીવા કર્યો, કસર ન રાખી કોય
માણેક સ્થંભ મંડપ રચ્યો, માથે ચોરી બાંધી સાર
મોહન આવ્યા મોહે રે, કોટી ભુવનના કીરતાર
માથે તે મુગટ જડાવનો, કાને કુંડલ મકરાકાર
બાંહે બાજુબંધ બેરખા, કોટે કૌસ્તુભ મણીના હાર
શોભે ઘણા શણગારમાં, પીતાંબર અતિ ઉદાર
હેમ કડાં બેઉ હાથમાં, પાયે નેપુરના ઝણકાર
વહાલાનું વદન સોહામણું, જાણે ઉગ્યો પુનમચંદ
મુક્તાનંદ કહે મોહન વરને, જોઇ થયો આનંદ

## ઢાળ

વળતાં લાડડીને શણગારી રે, પીઠી ચોળીને પાટ બેસારી રે
લીલી સાડી ધરી તન સારી રે, જાણે રીઝે તે શ્રી ગીરધારી રે
સોળે શણગાર અંગો અંગ ધારી રે, ચાલી ભેટવા દેવ મુરારિ રે
મળી માનુની મંગળ ગાયે રે, એની શોભા તે વરણી ન જાયે રે
એવી રીતે મંડપ મધ્યે આવ્યાં રે, તેડી પીયુજીની પાસ પધરાવ્યાં રે
કર સાહ્યો ચરાચર સ્વામી રે, નારી મોહે રે મહાસુખ પામી રે

શોભે માહરે મહાસુખ કારી રે, જાય મુક્તાનંદ બલીહારી રે
વરકન્યાની જોડ બીરાજે રે, જોતાં કોટી કામ છબી લાજે રે
બ્રહ્મા ઓચરે વેદ વચન રે, જેજેકાર થયો ત્રિભુવન રે
વાજે દેવનાં વાજાં અપાર રે, પરણે અખિલ ભુવનના આધાર રે
ચારે ફેરા હરી સંગ ફરીયાં રે, નારી જગના જીવનને વરીયાં રે
શોભે અખંડ અલૌકિક જોડ રે, માથે બત્રીસ ભમરીનો મોડ રે
લાડેલાડી જમે કંસાર રે, જેનો નિગમ ન પામે પાર રે
મુક્તાનંદ કરે મહા સુખકારી રે, એવાં ચરિત્ર ગિરિધારી રે

## સાખી

કંસાર જમતાં કામની, બોલે વિવિધ વચન અપાર
સ્યામ સુંદર તેને સાંભળે, હસ્તાં તે દીન દયાળ
ઇન્દ્રાદિક સુર લોક તે પુષ્પ વૃષ્ટિ, કરે વારંવાર
દેવનગારાં ગડગડે, વાજીંત્રનો નહીં પાર
વિવિધ જન જય જય કરે, ગાયે ગાંધર્વ મધુરાં ગાન
અનન્ત નાચે અપસરા, સુર આવ્યા ચડી વીમાન
ચારે મંગળ વરતીયાં, વરકન્યા ભલી મળી જોડ
રૂખમણી લઇ આવીયા, દ્વારકાં શ્રી રણછોડ
શ્રી કૃષ્ણ પરણ્યા રૂખમણી, આવ્યા તે નગર મોઝાર
જેણે વિવાહ નીરખીયો, તેનાં પુણ્યતણો નહીં પાર
પ્રેમે શું માતાયે પોંખીયા, જગજીવન જગ આધાર
લીએ ઉમંગે શ્યામના, વારણાં વારંવાર
રૂખમણીએ જે ધારીયું, તે સાચું કીધું સ્યામ
ભગત જનનાં લાડ પામ્યાં, એવા છો કરૂણાનિધાન
અધમજન ઉદ્ધારવા, થયા મનુષ્ય રૂપ મહારાજ
પાવન જશ વીસ્તારીયા, સુણતાં તે સીધે કાજ

નરનારી જે રૂખમણીનો, વીવા શીખે ને ગાય
તેના મનના મનોરથ, તે સરવે પુરા થાય
શેષજી પાર ન પામીયા, કહેતાં તે હરીજશ સાર
તોયે તેના ગુણ ગાવા, જાણીને અધમોદ્ધાર
મુક્તાનંદ કહે મહા પ્રભુની, અચળ જુગ જુગ જોડ
શ્રોતાજન જે સાંભળો, તે બોલો શ્રી રણછોડ

## કંસાર પીરસતી વખતે ગાવાનું ગીત.

લાડોલાડી જમે રે કંસાર, લાડીની માતા ટળવળે
દીકરા મુને આંગળડી ચટાડ, કંસાર કેવો ગળ્યો લાગે રે
માડી તું તો પરણી છો કે નહીં, કંસાર કેમ વીસરે
લાડોલાડી જમે રે કંસાર, લાડીની માતા ટળવળે
દીકરી મુંને આંગળડી ચટાડ, કંસાર કેવો ગળ્યો લાગે રે
માડી તું તો પરણી છો કે નહીં, કંસાર કેમ વીસરે

---

જુને ગઢથી તંબોળીઓ આવીયો
આવી ઉતર્યો અમારડે દેશ ભમરો લાલ તંબોળીઓ
ઓરડે ઉભાં મોટી વહુએ ઓળખ્યો
દાસી ભમરાને ઓરૈરો તેડાવ્ય ભમરો લાલ તંબોળીઓ
દાસી લેરે ઘડો લે ઈંઢોરણી
મારી વાડીમાં વેલ સીંચાવ્ય ભમરો લાલ તંબોળીઓ
સીંચ્યો સીંચ્યો વાડી માયલો કેવડો
રૂડી સીંચી છે નાગરવેલ ભમરો લાલ તંબોળીઓ

# ચોરીએ ચડી ઉતર્યા પછી જાનીવાસે જતાં ગાવાનું ગીત

—:(૦):—

## અષાઢી ક્રણુ

અષાઢી ક્રણુ ઢોલીએ, સુતી સુવાવડ માંય
સુતી સુવાવડ માંય
સુતલી સુતલી ચિંતવે, થાઇશ વરજીની માય
થાઇશ વરજીની માય
બેસીશ રથ સજવાળડે, લેઇશ દીવડો હાથ
લેઇશ દીવડો હાથ
બેસીશ ચોકીવટ બાજોઠીયે, દુધડે ધોવરાવીશ પાય
દુધડે ધોવરાવીશ પાય
શ્રાવણ માસ ભલે આવીયો, નદીયુનાં નીરમળાં નીર
નદીયુનાં નીરમળાં નીર
જો પરણ્યા વરરાજા ભાઇ, પેરશું નવનવાં ચીર
પેરશું નવનવાં ચીર
ભાદરવો ભલે આવીયો, મહીનાં ભરીયાં છે માટ
મહીનાં ભરીયાં છે માટ
જો પરણ્યા ઈ વરરાજા, પેરશું નવનવા ઘાટ
પેરશું નવનવા ઘાટ
આસો રે માસ ભલે આવીયો, વહુવર જમ્યાં છે થુલી
વહુવર જમ્યાં છે થુલી
જો પરણ્યા વરરાજા ભાઇ, પુરશું સેંથો ને ટીલી
પુરશું સેંથોને ટીલી

કારતક માસ ભલે આવીયો, વહુવર જમ્યાં છે કુરજો
વહુવર જમ્યાં છે કુરજો
પરણ્યા વરરાજા ભાઇ, ત્રુઠયો ઉગમતીનો સુરજો
ત્રુઠયો ઉગમતીનો સુરજો
માગશર માસ ભલે આવીયો, વહુવર જમ્યાં છે કંસાર
વહુવર જમ્યાં છે કંસાર
જો પરણ્યા વરરાજા ભાઇ, જીતી લીધો સંસાર
જીતી લીધો સંસાર
પોષ માસ ભલે આવીયો, પોષી મોટેરાં કીધાં
પોષી મોટેરાં કીધાં
પાળી પોષી મોટાં કર્યાં, વરસ તે નવનાં કીધાં
વરસ તે નવનાં કીધાં
વરસ તે નવનાં કીધાં ને અગ્યારનાં પરણાવ્યાં
અગ્યારનાં પરણાવ્યાં
માઘ માસરે ભલે આવીયો, માએ મનોરથ બાંધીયા
માએ મનોરથ બાંધીયા
ફાગણ માસરે ભલે આવીયો, વહુવરે પૂજી છે હોળી
વહુવરે પૂજી છે હોળી
ઓણુ પુજાવીશ હોળી ને પોર પેરાવીશ ચોળી
પોર પેરાવીશ ચોળી
ચૈત્ર માસ ભલે આવીયો, ચૈત્રી હીંડોળા બાંધ્યા
ચૈત્રી હીંડોળા બાંધ્યા
ઓણુ હીંડોળા બાંધશું ને પોર બાંધશું પારણાં
પોર બાંધશું પારણાં

વૈશાખ માસ ભલે આવીયો, વૈશાખે મોરી છે અરણી
વૈશાખે મોરી છે અરણી
જે મારા દાદાયે ચિંતવી, તે મારા વીરાજીયે પરણી
તે મારા વીરાજીયે પરણી
મેં તુંને વેવાઇ વારીયો, જેઠનાં લગન મ લઇશ
જેઠનાં લગન મ લઇશ
નહીં મળે કડબ કપાશીયા, નહીં મળે બળદુંને પાણી
નહીં મળે બળદુંને પાણી
એવી રે વાતડી વેવાઇયે સુણી, આંગણે વવરાવી છે શાળ
આંગણે વવરાવી છે શાળ
નવાં રે નવાણુ ગળાવીયાં, તેનાં મીઠડાં પાણ
તેનાં મીઠડાં પાણુ
અમારા સબન્ધી......વેવાઇયે સ્થંભ બંધાવ્યા છે હાથી
સ્થંભ બંધાવ્યા છે હાથી
દસ આપ્યા ને દસ આપશે, સાચા છે સ્નેહના સાથી
સાચા છે સ્નેહના સાથી
હું પુછું તમ લાડકડા વર, સાસરીયે શું શું દીઠું
સાસરીયે શું શું દીઠું
જેસા રે રાણા ને રાજીયા, તેસા રે સસરાને દીઠા
તેસા રે સસરા ને દીઠા
જેસા રે કાન ગોવાળીઆ, તેસા રે સાળાને દીઠા
તેસા રે સાળાને દીઠા
જેસી રે રાણીને રાજણી, તેસી રે સાસુને દીઠી
તેસી રે સાસુને દીઠી
જેસી રે કાચની પુતળી, તેસી મેં કન્યાને દીઠી
તેસી મેં કન્યાને દીઠી

## ચુંદડીપંચોળાં વખતે ગાવાનું ગીત

ગોળ લાગે ગળીયો રે, કીયા વીવાઇ દીવસ વળીયો
ગોળ મેલ્યો શીંકે રે, કઇ વેવાણુ ખાવા હીંકે
ગોળ મેલ્યો ઓટે રે, કીયો વેવાઇ ખાવા દોટે
મગે ભરી પાલી રે, કઇ વેવાણુ ન રહે ઠાલી
કઇ વેવાણુની પચમાશી

## જમણ પહેરામણી.

જેસો ચાંપો મોર્યો, ને ઉગ્યો વાડીની માંય
તરસ્યા રે રૂડા શ્રી કૃષ્ણ, વર બેઠા માંડવા માંય
કમલ સરીખો કામળો ને, પીળો આમલીઓ વાન
ભીમકદેવ માંડવ તમારે તો આવ્યો ગોકુળીઓ કાન
ફુલ સરીખો ફુટડો ને રૂપે અતીવ છે રૂડો
ઇ સરખો રે બીજો નહીં ને વાદ વદે તે કુડો
બાવન પળનું ત્રભાણું જે કેરે કંસારે એ ઘડીયું
માણેક મોતીએ જડીયું, લાડકડા આગળ ધરીયું.
મધુ રે પરક રળીઆમણું, ને ઉપર મોટું ત્રભાણું
ઘર રે જોયાં રે આયર તણાં ને, હવે રે જોયું કરીઆણું
મધુરે પરક છે રળીઆમણું, ને ઉપર મોટી છે ઝારી
સંધ્યારે સ્નાન ન ચુકે, ઇ વેદ તણા અધિકારી.
રાતી ગારના માટલાં, ને સાથીઆ પુરીઆ સાર
સાત વાટે રે દીવા બળે ને માનનો ન લઉં પાર

સુખડ સોર ંભના પાટલા, ને દેરાસર શાળગરામ
તળશીને દળે પુજીએને તો થાએ કોટી કલ્યાણ
આઘે રે દેવ અમ સગાં ને હવે રે ઘણેરડાં હેત.
કંસાર કપુરે વાસ્યા, ને એલચી વાસ્યાં છે પાણી
બાપે દીધી તે જાણી, એને ઘેર થાશે તે રાણી
કંસાર કપુરે વાસ્યા ને પાપડ પુનમ ચંદ્ર
દેવ માંડવ તમારડે તો અતી ઘણેરડો એ રંગ.
રંગ તે રાતે કાપડે ને રંગ તે હાટે વેંચાય
રંગ સુરત......દેવમેં મંડપમાં ન માહાય
ખાજા લાડુ સહુ કરે ને રૂડી રે સેવૈઆની છ રીત
સેવૈઆ સુંવાળા માહાય, મોતઇયે બાંધલા
વહુ આવે આવાસમાં થાય ગોખમાં અજવાળાં
સેવૈઆ સુંવાળાં માંય અડધે ભેળી છે ખાંડ
વચન વિવેકે—વહુને કોણુસ બાઇએ દીધેલાં માન.
કળીયાને મગદળીયાને કરણુ શાયનો ન લઉં પાર
ચોંટીયા ને વળી ચુરમાં ને ધારીનો ન લઉં પાર
ઘેવર ખાજાં ને ખાજલી ને જલેબી અતી છે સાર
શકરપારા ને દેથરાં ને શેવ છે સુતર સાર
પરસુદીની પોળી માંહીં, પીરસ્યાં છે કેળાં પાકાં
...દેવ માંડવે તમારડે તો, જમતાં જમતાં થાકયાં
સાત વાનીનાં સારણાં ને ફોડવે ફોડવે વઘાર
વાલોળ વૈતાક ને લીલવા ને જુદા ઓળીઆ તળ્યા
સુરી રે વાલોળ વઘારી માંય પાસે મુળા ભળ્યા
ગુવારફળી તે ચોળાફળી, ને ચણાફળીનો ન પાર
કારેલાં, કંટોલાં, ને કહોડાં, કીધાં અતી છે સાર
આરીઆં ને તુરીઆં ને ટીંડારીઆં અતી સાર

ગલકાં ને ઘીસોડાં ને કોળાં રે પતકાળાનું શાક
ટાંકો ને તાંદળજો મેથીનો ન લઉં પાર
મેથી ને વળી મોગરી ને સકરકંદનો ન લઉં પાર
રતાળુનાં રાઇતાં ને સુરણનાં વળી શાક
કાચાં પાકાં ચીભડાં ને શાક તે ભુજવાં કીધાં.
એણે રે વેવાઇએ...હવે તો આભ સરીખડાં કીધાં
કાચરીઆં ને કોચરીઆં ને લાચરીઆં અતી સાર
કોઠીંબડાની કાચરી તે તાજાં તેલમાં તળી
કેરીની વળી રાઇતી માંય લીંબુની ભેળી
કેરગુંદાં ને કરમદાં ને કરપટડાં અતી સાર
ગરમરતો ગરનારી ને ડોડીનો ન લઉં પાર
જંબેડાં જુનેગઢ ને અંબેડાં અતી છે સાર
સાંતીનાં સાદરડાં ને કમોદનાં રાંધીઆં કુર
એણે રે વેવાઇએ...હવે તો ઘીનાં ચલાવીયાં પુર
ઉના કુર ઓસાવીઆ માંય પીળી પતેની દાળ
...હેવ માંડવ તમારડે તો ભાદરવો આવ્યો સકાળ
ચાચર ચર રે ચડાવીઆ માંય પડયો રે ભુંજારીનો સાદ
ભુખ્યું કોઇ ન જાશો એમ ગાજ્યો રે વહુનો બાપ
તરસ્યાને મોંયે ટીપું ને ભુખ્યાંને મોંયે અન્ન
કોડે રે કુંવર પરણાવીયા, વડું રે ઘરડેરાનું પુન્ય
ગંગાજળ બેડાં ભર્યાં ને મેલ્યાં શીયાળડે છાંયે
ગંગોદક ઝારી ભરી ને ઉપર સોનાની સળી
પાન સોપારીનાં બીડલાં, ને લવીંગમાં એલચી ભળી
એણેરે વેવાઇયે...હવે તો બાંટે ચીર વણાવ્યાં
અમદાવાદી ઘેર વેરા સાળવીને લીધા સાથ
એણેરે વેવાઇયે...હવે તો સરખી પડાવી છે ભાત

પાટણ વણાવી પટોળડી ને ભુજપુર વણાવીયાં ચીર
એણેરે વેવાઇએ...હવે કુટુમ્બ પેરાવીયાં ચીર
સોરઠી બાંણી સાટવી ને કાશીનાં પીતાંબર છે પીળાં
મનગમતાં માંય મગીયાં, ને છાયલ સીંધવી લીલાં
દીવકલાણી ને એરંગ સાડી ને રોજ મલીયત છે સાર
ધાટ બાંણી ને બકંદડી ને કલધેર ન લઉં પાર
નવાનગરની ગાંસડી માંય જુગતા જુગતી છે ભાત
કચ્છતણા કસુંબા માંય લીલી પીળી છે દાળ
સળીયા વાળ અણાવે ને, જમણાં મશરૂની જોડ
એણેરે વેવાઇએ...જી હવે તો પુર્યાંરે હમારડા કોડ
ચકલડીયાં, પુતળીયાં ને મોરલીયા અતીસાર
મોરલીયાં, ઢેલડીયાં ને વેલણીયાં અતીસાર
વેલણીયાં, ઢોલરીયાં ને એળચીયાં અતીસાર
દુલરીયાં, મોધરીયાં ને મોહન ન લઉં પાર
કાકી પહેરે કાશીગરાં, ને મામીને મગીયાની સાડી
માશી પહેરે ઉલાશી ને ફઇને ફુટડી સાડી
વરમાડીને પહેરાવો જે ગરગડતી ઇ સાડી
વરએનરને પહેરાવો જે તારામંડળી સાડી
પીત્રાણીને પહેરાવો જે મનગમતી હોય સાડી
બાંધે કડછે વોર્યાં ને રાયનાં ધર પહેરાવ્યાં
કુટુમ્બને ધાટ પહેરાવ્યા રે
એોત્ર ને ગોત્ર ને બળદીએ બાંધ્યાં છે જોત્ર
સાંહની કોટે સાંકળાં, બળદીએ ધુધરમાળ
સૌ ઓઢયાં સૌ પૈર્યાં ને સજ્જનને છે પ્રણામ.

---

## જાન સોંડાડતી વખતે ગાવાનુ ગીત.



વેવાઇના માંડવા હેઠ, ચાંદા સરીખું ચાંદરણુ
તમે જોજોરે મોટા ભાઇ લાડકડા, વરરાજાયે શું કીધું
રાતડીયે રમીયેલા જુધ, જુધ રમી માણુક ઝીતીયું
કીયા વેવાઇનું માણુકડું મારે કીયા ભાઇયે ખોળે બેસારીયું
માણેકડાંનું મુલજ નહીં અમુલ ઘેર આણીયું

## કન્યા વળાવતી વખત ગાવાનું ગીત.

સવામણુ સોનાનો દીવડો રે, અધમણ રૂપાનું છે ચાડું રે
ભાર કપાસની વાટું રે, દીવો મેલ્યો રસીયા માંડવા હેઠ રે
દાદા વીનવજો રે...તમને કન્યાજી કેવાં વાલાં રે
જેવાં મારે રૂપયાનાં નાણું, તેવાં કન્યાજી અમને વાલાં રે
દીવો મેલ્યો રસીઆ માંડવા હેઠ રે
વીરા વીનવજો રે...તમને બેની બા કેવાં વાલાં રે
જેવાં મારે નયણાં કેરાં તેજ તેવાં બેનીબા અમને વાલાં રે
દીવો મેલ્યો રસીઆ માંડવા હેઠ રે
કાકા વીનવજો રે...તમને કન્યાજી કેવાં વાલાં રે
જેવા મારે હૈયા કેરા હાર, તેવાં કન્યાજી અમને વાલાં રે

---

આલુડા લીલુડા વાંસની વાંસળી શેરીએ વાજન્તી જાય
સમરથ બાપની બેટડી, કન્યાજી સાસરે જાય
મેલ્યાં છે ઢીંગલાં પોતીયાં, મેલ્યો છે સહીયરોનો સાથ
સાથ મેલીને ચાલ્યાં સાસરે, દાદા વળાવા જાય
વળો વળો દાદાજી, માતા સુવાસણુ હોય

આદશઆદશ પીપળો, આદશ દાદાનાં ખેતર
દાદા ઘેડીને વળામણે, દીકરી ડાહ્યાં થઇ રેજો
સસરાના સરડક ઘુંઘટા, સાસુ પાહુલે પડજો
જેઠ દેખી ઝીણું બોલજો, જેઠાણી વાદ મ કરજો
નાનો દેરીડો લાડકો, તેની હાંસીરે ખમજો
નાની નણંદ જાશે સાસરે, તેનાં માથાંરે ગુંથજો

---

દાદાને આંગણ આંબલો, આંબલો ઘેર ગંભીર જો
એકજ પાન મેં ચુંટીયું, દાદા ગાળ ન દઇશ જો
અમે રે લીલા વનની ચરકલડી, ઉડી જાશું પરદેશ જો
આજ રે દાદાજીના રાજમાં, કાલ જાશું પરદેશ જો
કાકા વળાવવાને આવીયા, આવ્યા ગાઉ બે ચાર જો
વળો વળો રે મારા સમરથ કાકા, અમને દીધાં પરદેશ જો
અમે રે લીલા વનની ચરકલડી, ઉડી જાશું પરદેશ જો

---

હાલો હાલો હાથણુલી શણુગારો રે
બેનીબાને સાસરીએ વળાવો રે
બેનીબા તો દાદાજીને વ્હાલાં રે
બેનીબાને સવારે સેવૈયો રે
બેનીબાને બપોરે બે પોળી રે
બેનીબાને સાંજે સાકર ઘોળી રે
બેનીબાને ગાળડી મ દેશો રે
બેનીબા તો ગાળે ગળગળાં થાશે રે
બેનીબા તો હાકે હબકી જાશે રે
બેનીબાને હાક મ દેજો રે

---

## કન્યા વળાવી આવતી વખતે ગાવાનું ગીત.

વળી વળી દાદો પુછે વાત રે
આજ માંડવ શેણે અણોસરા
માંડવડામાં કન્યાજીનાં રાજ
મેલીને ચાલ્યાં સાસરે રે
દીવડો હતો બેનીબાને હાથ
મેલીને ચાલ્યાં સાસરે

[ઇત્યાદિ કુટુમ્બીઓનાં નામ લેવાં.]

---

## વરઘોડીયાં સોંડાડતી વખતે જાનમાં ગાવાનાં ગીત.



ઉજળાં મોતી ને નીરમળાં નીર રે
હું રે તમને પુછું મારા શ્રીયકૃષ્ણ વીર રે
આવડલી ને વાર વીરા, શેણે તમને લાગી રે
કસુંબીને હાટ ઘોડો અટકીને ઉભો રે
ચુંદડીઉં વસાવી રાણી, રાધાજીને કાજ રે
ઉજળાં મોતી ને નીરમળાં નીર રે
હું રે તમને પુછું મારા શ્રીયકૃષ્ણ વીર રે
આવડલી તે વાર વીરા, શેણે તમને લાગી રે
મણીયારાને હાટ ઘોડો, અટકીને ઉભો રે
ચુડલા વસાવ્યા રાણી રાધાજીને કાજ રે
ઉજળાં મોતી ને નીરમળાં નીર રે
હું રે તમને પુછું મારા શ્રીયકૃષ્ણ વીર રે

આવડલી તે વાર વીરા શેણે તમને લાગી રે
સોનીડાને હાટ ઘોડો અટકીને ઉભો રે
ઝુમણુલાં વસાવ્યાં રાણી રાધાજીને કાજ રે
ઉજળાં મોતી ને નીરમળાં નીર રે
હું રે તમને પુછું મારા શ્રીયકૃષ્ણ વીર રે
આવડલી તે વાર વીરા શેણે તમને લાગી રે
નાઘોરી ને હાટ ઘોડો અટકીને ઉભો રે
ચાંડલા વસાવ્યા રાણી રાધાજીને કાજ રે

## વરઘોડીયાં પોંખતી વખતે ગાવાનું ગીત.

સાઠી ચોખાનું સુંદરડું ને માંહી મેલો ગોળ
શ્રીય કૃષ્ણ પરણી આવ્યા હરખે ગાશું ઘોળ
સાઠી ચોખાનું સુંદરડું ને માંહી મેલો રાઇ
વીરાજી ઘેર પરણી આવ્યા નવી રે નવાઇ
સાઠી ચોખાનું સુંદરડું ને માંહી મેલો મીઠું
વીરાજી ઘેર પરણી આવ્યા અચરજ દીઠું
સાઠી ચોખાનું સુંદરડું ને માંહી મેલો જીરૂં
વીરાજી ઘેર પરણી આવ્યા ઘડીયે ન ધીરૂં

## વરઘોડીયાં ગોત્રજ પાસે બેસે ત્યારે ગાવાનું ગીત.

કણ કણ કાંકણુ ને વચ્ચે સુડી રે
લાડા પાસે લાડકી દીસે છે રૂડી રે

લાડી તેં તો શીયાં શીયાં વ્રત કીધાં રે
તેને તપે પ્રદ્યુમ્ન સસરાજી પામ્યાં રે
કાશીમાં વિશ્વનાથ પુજવાને આંતાં રે
તેને તપે પ્રદ્યુમ્ન સસરાજી પામ્યાં રે
કણુ કણુ કાંકણુ ને વચ્ચે સુડી રે
લાડા પાસે લાડકી દીસે છે રૂડી રે
લાડી તેં તો શીયાં શીયાં વ્રત કીધાં રે
તેને તપે શ્રી કૃષ્ણુ વડ સસરા પામ્યાં રે
દ્વારકાંમાં રણુછોડરાય પુજવાને આતાં રે
તેને તપે શ્રી કૃષ્ણુ વડ સસરા પામ્યાં રે *

---

## મીંઢાળ છોડતી વખતે ગાવાનું ગીત.



દોરડીયે દસ ગાંઠ હો લાડી દોરડો નવ છુટે
બ્રહ્માની વાળેલ ગાંઠ હો લાડી દોરડો નવ છુટે
તારા બાપના બાપ તેડાવ્ય હો લાડી દોરડો નવ છુટે
તારી સુવાસણુ માત તેડાવ્ય હો લાડી દોરડો નવ છુટે
દોરડીયે દસ ગાંઠ હો લાડા દોરડો નવ છુટે
બ્રહ્માની વાળેલ ગાંઠ હો લાડા દોરડો નવ છુટે
તારો અણુવર ઓરો તેડાવ્ય હો લાડા દોરડો નવ છુટે

---

* આ પ્રમાણે વર, સાસુ, મોટી સાસુ વગેરેને ગવાય છે.

# મોસાળું.

કાડે તે પગરણ આરંભ્યાં, હરખે તે માંડયા જાગ
સકળ નાહોલીઓ વીનવે, સાંભળો ગોરી વાત
મારૂં તે કુટુંબ સઘળું આવીયું, હવ તારાને તેડાવ
મારો તે બંધવ ગયા છે ઓરડે, ભત્રીજો નાનું બાળ
અવડાં વીમાસણ ગોરી કાં કરો
મહીઅર ચલાવોને સાંઢ, સાંઢ પોંચી તે પોળમાં
મારો વીરોજી રાજ દુવાર, વીરોજી બેઠા મેડીએ
કાગળ સોંપ્યા હાથ, કાગળ વાંચે ને વીરા મન હસે
શું શું જોશે મોસાળાને કાજ.
સસરાને લાવે વીરા ખીરોદક, મારી સાસુને દક્ષણી ચીર
જેઠને લાવે વીરા મોળીયાં, જેઠાણીને છાયલ જોડ
દેરને લાવે વીરા પામરી, દેરાણીને ગાજ વેતરાવ
નણંદને લાવે વીરા ચુંદડી નણદોઇને ભેરવ ઝુલ
ઘરના ઘણીને લાવે ઘોડલાં તારી બેનરને સોળે સણગાર
કટંબને લાવે વીરા કાપડાં, પાડોશીને નાળીએર જોડ
આવતાંને તોડા પહેરાવીઆ, નીછા રે ઓછાડયાં તે ઘાટ
અટલું તે મારો વીરો લાવીયા, ભલે આવ્યા તે હળવે દાતાર

---

# દશરથની જાન.

દશરથ તણી જાન જાય, હસ્તી તો બેઉ કુળ નમાય રે
લીલા પીળા ને રાતા ઘણા, સુંદર છે મહારાજાતણા

લીલા રે તંબુ તાણ્યા, ત્યાં તો અધુગજ મધુગજ બાંધ્યા
રાજવાળી રાજ રચના ધણી, જાન વખાણું રાજા રાઘવતણી
ભારે રે શેષ પાતાળે ગયા, રજે ચાંદો સુરજ ઝાંખા થયા
એક ક્ષણમાં પહોંચ્યા રે, દશરથ રાય, સામૈયે રાજા જનક જાય
જોઇ રે જાનને જનક હસ્યા, તેની આગળ આપણાં રાજ કશાં
મળ્યા વેવાઇને હરખ્યાં મન, જનક, કહે જીવન ધન ધન
આ કોઇ છે કારણરૂપ સુરજ વંશમાં મોટા ભૂપ
ધનુષ્ય તો એણે ભાંગીયું, અવર અસુરનું કુળ લાજીયું
આવ્યા જનક બોલ્યા વાયક, નાણું લઇ ચાલો નાયક
એલચી વાસ્યાં રે જળ આણીયાં, ખાંડ પાણી પાઇ જાણીયાં
કૌશલ્યાજીને દીધાં માન, સહુને આપ્યાં ફોફળ પાન
ચંદન ઓરડા ઉઘાડયા જ્યાં, દશરથના ઉતારા ત્યાં
ઘોડાની ઘોડારો ઘણી, ને શીવીધ કરશું માફાતણી
નગરમાં એક નારી બહુ, ને કલવો લઇને ચાલી સહુ
વહુ દીકરી રાજા જનકતણાં તેણે મંગલ ગાયાં ઘણાં
સૌ સખીરે મંગલમાં હતી, તેણે લઇ નવરાવ્યાં સતી
એક સખી રે મંદિરમાં હતી, તેણે લઇ શણગાર્યાં સતી
ગોત્રજ પાસે વર આવીયો, હૃદય કમળમાં લઇ થાપીયો
માતા રે નેત્રે અંજન કરે, તિલક કુંકુમ રઘુપતિ ધરે
અંજન કરીને ત્રબકું કરે, રખે કોઇની દ્દષ્ટિ પડે
માતા ચિંતા ન કરશો તમો, રક્ષા કરશું બાંધવ અમો
ભરત શત્રુઘ્ન, લક્ષ્મણ વીર, વરની પાસ ઉભા મણધીર
તોરણ અંદર નાચે મોર, મંડપમાં દીસે ઘમઘોર
ગોત્રજ આગળ બેઠાં સીત, રઘુનંદનશું પુરણ પ્રીત
દશરથનાં દદામાં ગડગડયાં રઘુનંદન વર ઘોડે ચડયા.

## પંચમાશીનું ગીત.



### રતીવહુ.

સરસ્વતી સ્વામીને પાય લાગું, મતિ માગું સ્વામી તણી
રતી વહુને તે પુછે રાણી રૂકમણી, તમે શાવડે રે વહુઅર અણવણી
હું તો સાસુરે આગળ કહેતી લાજું, હું ને તો ફેર ભમર ઉલક ઘણી
ઉછાળા આવે ને અન્ન ન ભાવે, માથાની શીશકે નાવે નીંદડી
એવાં વહુઆરનાં વચન સુણી, આનન્દ પામ્યાં રાણી રૂકમણી
ત્રિભુવનના જ્યાં નાથ બેઠા, ત્યાંહા ને આવ્યાં સુંદરી
સ્વામી સોળ કલાનો ચંદ્રપુનમ, મુખકમલ આવ્યાં પદ્મણી
રળીયાતણું એક વાત કહું, તમે સાંભળો વૈકુંઠ ધણી
આપણી રતીવહુનું સીમંત આવ્યું, આજ આપણે ઘેર સોહેળો
સોળે સોના મંગાવો, નવલા ઘાટ ઘડાવો, આપણી વહુઅરને પેરાવીયે
મોટાની વહુને શી રે નવાઇ, સજાઇ સહુ સજ કરો
પકવાન નીપજાવો ને મંદિર ધોલો, ગોખ રતને જડાવીયે
ક્રષ્ણને ઓરડે અગર કસ્તુરી બ્હેકે, જાયકજન બારે ચમર ઢાળે
મીઠો મીઠો તે મેવો મૃગાનેણીને ભાવે, સુખલડી કરણે ધરો
છાઓલ બેઠાં તે મોતીના ચોક પુરાવો, કંકુ છડા દેવરાવીયે
તેડો જોશીનો બેટો ને મુહુરત પુછાવો
ક્રષ્ણનું સીમંત આવ્યું ઉતાવળું.
મૃગાનેણીને મહીઅર જાણ કરાવો, ક્રષ્ણના બાપને લખો કંકોતરી
વિપ્ર નારદ આવ્યા ને મંદિર ઉભા, બળભદ્ર લખોને કંકોત્રી
સોનાની લેખણ ને રૂપાનો ખડીયો હે બળભદ્ર લખો કંકોત્રી
પ્રથમ લખજો ગણપતી બહુ ગુણવંતો, શુદ્ધિ બુદ્ધિ જમણાં આવીયાં

દેર જેઠ સાસુને લખોને લાડકડા, પુરે મનની હામ રે
પ્રભુને સસરે। તે બળવંત બહુ બળવંતો, વડસસરો વૈકુંઠ ધણી
પ્રભુની સાસુતે રાણી રૂકમણી વડસાસુ તે જસોદા ને દેવકી
પ્રભુની નણંદ સુભદ્રા તેડાવો રે સ્વામી, જેને પાએ લાગીને મનાવીએ
માતા દેવકીજી આવ્યાં, જસોદાજી આવ્યાં, સુભદ્રા સહીત પધારીયાં
આવ્યા ધર્મ, જોગેશ્વર, ભીમ ને નીકુલ, સહદેવ અર્જુન આવીયા
આવ્યા સહસ્ર અઠાશી રૂષી
પૃથવી સંગાતે તેત્રીસ કોટી દેવ આવીયા.
આવ્યાં ઈંદ્રઈંદ્રાણી ને રૂદ્રરૂદ્રાણી, ગોરગોરાણી પધારીયાં
ભાવ્યો બાળ તે પણુનો મિત્ર સુદામો
ભાભી આવ્યો ભુધરજીને ભેટવા.
આવ્યો નામ તણો આધાર, પ્રભુજી મુખ દીઠે તે દારિદ્રય હરે
આવ્યાં કુંતા ને દ્રૌપદી, સંધ્યા સાવિત્રી આદીત્ય રાંદલ આવીયાં
રાંદલ પુજી પ્રતીષ્ટીને પાટ બેસારો, ગણુપતીને ગોત્રજ ભલેરાં
રાંદલ રત્નનો મોડ જડાવો રંનાદે, નવરંગ ધાટ ધડાવીયે
વાજે ઢોલ ઢલામી ને જોડ નફેરી, પંચશબ્દે રણકા ભલો
પ્રધુમન પહેરો પીતાંબર ઓઢો લીલાંબર કાને તે કુંડળ જળહળે
ચુવા ચંદન ને મોગરેલ અણાવો, સાવીત્રી તેલ સંચારીયે
ગવરીના દુધમાં સાકર ભેળો, સત્યભામાજી પ્રભુ નવરાવીયે
સોળ સહસ્ર મળી પ્રભુ નવરાવે, રાણી રૂકમણી પીઠી કરે.

---

સોળ સહસ્ર મળી સુંદરી
આવ્યાં આવ્યાં રે જસોદા ધર બહાર પ્રભુ નવરાવીયે
ગંગા ને જમના સરસ્વતી આણ્યાં, આણ્યાં રે ત્રિવેણીનાં નીર રે—પ્રભુ
રૂપીપત્ની મળી સુંદરી ગાયાં ગાયાં રે ત્હાંહાં મંગળાચાર—પ્રભુ

હેમ કુંડી રે ઉદકભરી નાહ્યાં નાહ્યાં રે રતીવહુનાર—કૃષ્ણ
અસ્તુને જળ નીમણ ભરી ગોરીને નમણે રે સુવાસણ ચાર—કૃષ્ણ
નાહી રતીવહુ ઉઠીયાં પેર્યાં પેર્યાં રે જાદરજજના ચીર—કૃષ્ણ
જાદર જજની કાંચળી સારા સાર્યા રે સોળે શણગાર

સાસુ લાવ્યાં અનુપમ ઘાટ, તમે પહેરો રતીવહુ નાર
ઘાટ પહેરો રતીવહુરાણી, તમારા સસરા છે સારંગપાણી
કૃષ્ણની વેણુ ગુંથો રત્નાળી, ગોફણ લે ત્યાં હીરની જાળી
કૃષ્ણને સેંથે ફુલેસર સોહે, તરસેંથી અડેમન મોહે
સોહે હસ્ત કનકની ચુડી, બાજુબંધમાં ગોમતી રૂડી
સોહે હસ્ત કનકની પોંચી, જાણે વીંટીમાં રે અંગુઠી
સોહે ચીડમાં રે જડયાં માદળીયાં, ઝુમણલે ત્યાં જડયાં રે પુતળીયાં
અરવાળાં ને પરવાળાં, ઉતરી સાંકળીને મોતીઆળાં
અણુવટ વીંછીયામાં ઝણ વાગે, પાયે ઝાંઝરમાં ઝણ વાગે
ચીડમાળા ને ચંદનહાર, તાંત સાંકળી શીકાં શણગાર
નકવેસર પહેરો ને રંભા, તમને જેવા આવ્યા છે બ્રહ્મા
નકવેસર પહેરોને રૂપ, ત્રાજવડે ત્રીભુવન ભુપ
માલણલી મલપતી આવે, સવાલાખના ચોસર લાવે
ચોસર પહેરો રતીવહુરાણી, દ્રવ્ય ખરચે સારંગપાણી
રતી આંખ આંજો અણીયાળી, લલવટ પીળકરો રઢીઆળી
મૃગાનેણી તે મહીયર આવે, માડી લીલુડા જજ પથરાવે
હળવે હળવે ડગલાં ભરો રાણી, તમારો સસરો સારંગપાણી
ડગલે ડગલે સોનઇયા સાર, આપ્યા નણંદને બે ચાર
વીરો મોસાળાં લાવેરી સાર, પહેરે જાદવકુળ પરીવાર
પ્રથમ રત્નની જડીઆલ પાટ, બેઠા પ્રદ્યુમન રતીનાર
અકુર કાઢે આડને તીલક, બ્રહ્મા વેંચે છે શ્રીફળ બીડ.

# રાખડી બાંધતી વખત ગાવાનું ગીત.



એમ બોલ્યાં આ કૃષ્ણની રાણી, હવે તેડાવો વડી રે જેઠાણી
સાવીત્રીને તેડીને લાવો પંચમાસીનો ખોળો ભરાવો
હનુમંતની મળી રે મગાવો, રતીવહુજીને રક્ષા બંધાવો
રાખડલી તે રત્ને જડાવી, બાંધે અરજણ ગઢની નારી
રાખડલી બંધામણ સાડી, લાવ્યાં રતીવહુની માડી
રાખડલી બંધામણ લાખ, લાવ્યા રતીવહુના બાપ
રાખડલી બંધામણ હીરા, લાવ્યા રતીવહુના વીરા
ફેર ખોળે આવીને બેઠા, પ્રભુને ભુસઠ મારીને ઉઠયા
ભુસડીયાને લાલખભાઇ, લાવ્યાં રતીવહુની ભોજાઇ
તાસકડે ચંદનવૃક્ષ ભરીયાં, રતીવહુની આગળ ધરીયાં
ચંદન માંહે મેલોને કોરી, ચંદન પીશે રતીવહુ ગોરી
ચંદન માંહે મેલોને મોતી, ચંદન પીશે રતીવહુ પનોતી
ચંદન પીઓ રતીવહુ વ્હેલું, જે માગો તે આપું પહેલું
ચંદન તો રતીવહુને ભાવે, એવો અવસર ફરી નવ આવે
ચંદન પીઓ રતીવહુ આજ, આપું અર્થ ગરથને રાજ
ધૃત સાકર પુરો ઘીય, પ્રભુ પાસેથી ઉઠયાં છે એય
દેવકીજીને પાહોલે પડીયાં, વહુઅર મહીઅર જઇ વ્હેલાં વળીયાં
વહુઅર મહીઅર જઇ ઘેર આવો, ભલા પુત્ર જણી ઘેર લાવો
ભલા પુત્ર જણી ઘેર આવો, તરીયાં તોરણ બહાર બંધાવો
તરીયાં તોરણ બાંધ્યા બાર, ગોરી ઉજળે રાજદુવાર
ગોરી ઉજળે રાજદુવાર, તે તો વાસુદેવને દરબાર
રતીવહુ ભાવે કહી જાશે, તેને સુખ ને સંપત થાશે.

પંચ વધાવો ક્રણુને આવીયો, મેં તો સાલ્યો રે પાલવડાનો છેહ
નવરંગ સોહેળો
પેલો વધાવો ક્રણુના સસરા કેરા, હવે બીજો રે ક્રણુને દરબાર
નવરંગ સોહેળો
અગણી વધાવો ક્રણુના સસરાઘેર, હવે ચોથો રે ક્રણુને દરબાર
નવરંગ સોહેળો
ગાર ઘલાવો ક્રણુના સસરાઘેર, સાથીડા રે ક્રણુને દરબાર
નવરંગ સોહેળો
ચોક પુરાવો ક્રણુના સસરાઘેર, ઘઉલી રે ક્રણુને દરબાર
નવરંગ સોહેળો
દીવડીઆ અજવાળો ક્રણુના સસરાઘેર, બાજોઠું ક્રણુને દરબાર
નવરંગ સોહેળો
જોશીડા બેસારો ક્રણુના સસરાઘેર, સુરતીયા રે ક્રણુને દરબાર
નવરંગ સોહેળો
ઘઉં ધોવરાવો ક્રણુના સસરાઘેર, પરસોંદીરે ક્રણુને દરબાર
નવરંગ સોહેળો
સુખડીઆ બેસારો ક્રણુના સસરાઘેર, જલેબી રે ક્રણુને દરબાર
નવરંગ સોહેળો
નોબત બેસારો ક્રણુના સસરાઘેર, સરણાયું રે ક્રણુને દરબાર
નવરંગ સોહેળો
ઢોલ વગડાવો ક્રણુના સસરાઘેર, પંચશબ્દરે ક્રણુને દરબાર
નવરંગ સોહેળો
જાંગડીયાં ઝુલાવો ક્રણુના સસરાઘેર, ઓછવીયારે ક્રણુને દરબાર
નવરંગ સોહેળો

ઉચ્ચી ચડે નીચી ઉતરે પ્રાણુવહુ જુવે તે એના વીરાજીની વાટ
નવરંગ સોહેળો

નણુદીએ દીધું મેણુલું, ભાભી ન આવ્યો રે તમારડો વીર
નવરંગ સોહેળો

કંસરે ઘુટીને વેણુ મોકળી, આંસુડે રે પ્રાણુનાં ભીંજ્યાં ચીર
નવરંગ સોહેળો

દેરે તે દીધી વધામણી, ભાભી આવીયો તમારડો વીર
નવરંગ સોહેળો

કંસરે બાંધીને વેણુ ચોસરી, પ્રાણુને હેડે રે ભલા હરખ ન માય
નવરંગ સોહેળો

ઝળકયા તે વેલના કાંગરા, ઝળહળીયાં રે ધોરીડાના શીંગ
નવરંગ સોહેળો

ઝબકયાં તે વીરા માથે મોળીઆં, ઝળહળીયાંરે ભાભલડીનાં ચીર
નવરંગ સોહેળો

ઝબકી ભત્રીજાની પામરી, ભલે ઝબકી રે મોસાળાનાં છાબ
નવરંગ સોહેળો

શેવ ઓસાવું ઉતાવળી, જમાડું રે મારાં ભાઇ ભોજાઇ
નવરંગ સોહેળો

ઢાળને ભાભી ઢોલીઓ, હું તો બેસીશ રે મારા વીરાજીની પાસ
નવરંગ સોહેળો

બેસ બંધવ કરું ગોઠડી, શું શું લાવ્યા રે મોસાળાને કાજ
નવરંગ સોહેળો

સસરાને લાવ વીરા ખીરોદક, મારી સાસુને દક્ષણી ચીર
નવરંગ સોહેળો

જેઠને લાવ વીરા મોળીયું, જેઠાણીને ગાજ વેતરાવ
નવરંગ સોહેલા

દેરને લાવ વીરા પામરી, દેરાણીને છાયલની જોડ
નવરંગ સોહેલા

નણંદને લાવ વીરા ચુંદડી, નણદોઇને ભૈરવ ઝુંડ
નવરંગ સોહેલા

ઘરના સ્વામીને વીરા ઘોડલાં, મોતીડે જડીત્ર પલાણ
નવરંગ સોહેલા

મારે તે કાજ ઘર ચોખડાં, માથે બત્રીશ ભમરીનો મોડ
નવરંગ સોહેલા

કુટુંમ્બને લાવ્ય વીરા કાપડું, પાડોશીને નાળીયેરની જોડ
નવરંગ સોહેલા

વીરો ગાજ્યો ને વીરો ગડગડ્યો, વીરો વરસ્યો અશાઢી મેઘ
નવરંગ સોહેલા

એટલું તે મારો વીરો લાવીયા, ભલે આવ્યો રે મારો અલવ દાતાર
નવરંગ સોહેલા.

# સાંજીનાં ગીતો.

---

કાનુને પેલડો માસ હો દરીયો રે ટહુકે મેવા રે
પહેલે માસે તે જાણ્યું અજાણ્યું રે ,,
કાનુને બીજલો માસ ઓદરીયો રે ,,
કાનુને ત્રીજલો માસ ઓદરીયો રે ,,
ત્રીજે માસે સહીઅરને સંભળાવ્યું રે ,,
કાનુને ચોથલો માસ ઓદરીયો રે ,,
ચોથે માસે સાસુએ જાણ્યું રે ,,
કાનુને પાંચમો માસ ઓદરીયો રે ,,
પાંચમે માસે પાણીડાં મેલાવો રે ,,
એને ઘરનાં તે કામ મેલાવો રે ,,
કાનુને છઠ્ઠલો માસ ઓદરીયો રે ,,
છઠ્ઠે માસે સુખડીઆ બેસારો રે ,,
કાનુને સાતમો માસ ઓદરીયો રે ,,
સાતમે માસે સાદરો પુરાવો રે ,,
સાદરમાં તે કીધો કંસાર રે ,,
કાનુવહુ જગ જીત્યો સંસાર રે ,,
સાદરમાં તે કીધા લાડુ રે ,,
કાનુવહુ પહેરો કસુંબાના સાળુ રે ,,
સાદરમાં તે કીધા બાટ રે ,,
કાનુવહુ પહેરોને અતલસી ઘાટ રે ,,
સાદરમાં તે કીધી પોળી રે ,,
કાનુવહુ પહેરો કસબની ચોળી રે ,,
સાદરમાં તે કીધી ખીર રે ,,

પ્રણવડુ પહેરે ખંભાતી ચીર રે ટહુકે મેરા રે
સાદરમાં તે કીધી ધારી રે ,,
પ્રણવહુ પહેરો કસબની સાડી રે ,,
સાદરમાં તે કીધી પુરી રે ,,
પ્રણવહુ પહેરો ચંદન ચુડી રે ,,
સાદરમાં તે કીધા પુડા રે ,,
પ્રણવહુ પહેરો હેમના ચુડા રે ,,
પ્રણને આઠમો માસ ઓદરીયો રે ,,
આઠમે માસે અઘરણી કરાવો રે ,,
સ રા જોશીનો બેટા તેડાવો રે ,,
અઘરણીનાં મુરત પુછાવો રે ,,
અઘરણી અઘરણી હરખે રે ,,
પ્રણના પેટમાં છોકરૂં ફરકે રે ,,
પ્રણ કહેતી જે હાલો ઠમકા રે ,,
હાલે ઠમકે રીવડાવ્યો લીલો કમખો રે ,,
પ્રણ કહેતી જે વાની અરજો રે ,,
વાની અરજે કરાવ્યો ખરચો રે ,,
પ્રણવહુ નવમો માસ ઓદરીયો રે ,,
નવમે માસ તે ગાડવા આપ્યા રે ,,
માથે ઓરડામાં ધોળીધજ કીધાં રે ,,
કાકીએ ધમકલે ઓરડા ઉઘાડયા રે ,,
બેને ઘીના તે દીવા અજવાળ્યા રે ,,
પ્રણને દસમો માસ ઓદરીયો રે ,,
દસમે માસે તે કાનકુંવર જન્મ્યો રે ,,
એને તત્ક્ષણ વેળા લેવરાવો રે ,,
એને સુના છરીયે નાળ વધેરાવો રે ,,

એને પલંગ પાલખડી પોઢાડો રે ટહુકે મેવા રે
એને લીલુડા નેત્રે ઓછાડો રે ,,
એને પાણી સટે, દુધડે નવરાવો રે ,,
એને ચોખા સાટે, મોતીડે વધાવો રે ,,
એને કુંકા સાટે કેસર તાણો રે ,,
અમારા...દેવને મોકલો વધામણીયા રે ,,
વધામણીયાને આપ્યાં રતન રે ,,
અમારાં રતનના કરજો જતન રે ,,

---

આદસ માદસ નહીં ગમીયા, ચોમાસાના ચારે માસ રે
આગળ મેહ વરસી ગયા, ઘર પાછળ ભર્યાં તળાવ રે
પાણીડાં જાઉં તો કાંકરા ખુંચે, નાહોલીઆ હોય હળાવ રે
જો ધણુ રાણીનો ખપ કરો તો, આંગણે વાવ ખોદાવ્ય રે
રાંધણું રાંધું તો ધુંવાડા લાગે, નાહોલીઆ જાળીયાં મેલાવ્ય રે
જો ધણુ રાણીનો ખપ કરો તો, રાંધવાને રસોયો રખાવ રે
ખીચડી ખાઉં તો કશકશી લાગે, નાહોલીઆ ખીર રંધાવ રે
જો ધણુ રાણીનો ખપ કરો તો, ખોબલડે ખાંડ પીરસાવ રે
ચીર પેરૂં તો ખશી ખશી જાય, નાહોલીયા સાળુ ખીલાવ રે
જો ધણુ રાણીનો ખપ કરો તો, કસબની કોર મુકાવ રે
ધણુ રાણી પુછે નાહોલીઆ, અવડી કાં લાગી વાર રે
વાડીમાં જઇને ચાંપો વેડાવ્યો ને, તેનો ગુંથાવ્યો હાર રે
હાર પેરી ધણુ સેજડી સુતી, નાહોલીયે પુછી વાત રે
હું તમને પુછું ગોરા ધણરાણી, તમને વ્હાલું કોણ રે
બાળ રે પણમાં માતાજી વ્હાલાં, ને પછી વ્હાલો બાપ રે
આંબે પુરીયાણે વીરાજી વ્હાલા, ભોડીયે વ્હાલી બેન રે

ભર્યાં રે જોબનમાં નાહોલીઓ વ્હાલો, ને પછી વ્હાલો પુત્ર રે
શીયાળે જેમ સેજડી વ્હાલી, તેમ પ્રભુને વ્હાલો નાહોલીઓ રે
ઉનાળે જેમ વાયરા વ્હાલા, તેમ પ્રભુને વ્હાલો નાહોલીઓ રે
ચોમાસે જેમ ચાંપલો વ્હાલો, તેમ પ્રભુને વ્હાલો નાહોલો રે

---

પ્રભુ સેરડીએ સાંચરીઆં, જોવા મળીયા લોક રે પ્રભુ જેઠુડીયાં
પ્રભુ તો બોલાવ્યાં બોલે નહીં, પ્રભુનું નરકોરૂં નમે નહીં ,,
પ્રભુ તમારે પેહેરણે, લાવું દખણી ચીર રે ,,
પ્રભુ તમારાં સાસરીઆં, દીસે બાવન વીર રે ,,
પ્રભુ મોડ મોતીયે ભર્યો, પ્રભુનો અંબોડો ફુલે ભર્યો ,,
પ્રભુ તમારે પેહેરણે, લાવું આછાં સાળુ રે ,,
પ્રભુ તમારાં પીયેરીયાં, દીસે સઘળાં વારૂ રે ,,
પ્રભુની રાખડીએ લટકો ઘણો, પ્રભુની ચુંદડીએ ચટકો ઘણો ,,
પ્રભુ તમારે બેસણે, લાવું સાંગા માંચી રે ,,
પ્રભુ તમારાં પીયેરીયાં, દીસે સઘળા ઘાંચી રે ,,
પ્રભુનો હાર હીરે જડયો, પ્રભુની ટીલડીયે ઝીનો ભર્યો ,,
પ્રભુ તમારે સાળુડે, ભરાવું કસબી બુટ્ટા રે ..
પ્રભુ તમારાં પીયેરીયાં, દીસે સઘળાં જુઠાં રે ,,

---

પ્હેરો રે લાડકડી પ્રભુ કાંચળી રે, તમને ઇશ્વર પારવતીયે મોકલી રે
સીવણુ સીવણુ ઘુઘરી રે, પ્રભુ હૈયડલે રહે સતી પુતળી રે
લંકાગઢ વ્હાણુ પુરાવીયે રે, ત્યાંથી સુન્નાં રે અણાવીયે રે
લંકાગઢના રાવ રાણે પુછીયું રે, એ તે સુન્નાં કોણુ ઘેર જોઇશે રે
અમધર લાભીય લાડકડાં રે, તે તો ટોટી ઘડતાં રઢ લઇ રહ્યાં રે
ટોટી ઘડતાંને રજ ખરી રે, તે તો લાડકડાં...બેનની ટીલી જડી રે

હડમચ ઘડ વ્હાણુ પુરાવીએ રે, ત્યાંથી હીરા રે અણાવીએ રે
હડમચ ઘડના રાવ રાણે પુછીયું રે, એ તે હીરા કોણ ઘેર જોઇશે રે
અનં ધર ભાભી લાડકડાં રે તે તો ટોટી જડતાં રહ લઇ રહ્યાં રે
ટોટી જડતાં તે રજ ખરી રે, તો લાડકડાં...બેનની ટીલી જડી રે
સિંહગઢ વ્હાણુ પુરાવીએ રે, ત્યાંથી મોતી રે અણાવીએ રે
સિંહગઢના રાવ રાણે પુછીયું રે, એ તો મોતી કોણ ઘેર જોઇશે રે
અમધર ભાભી લાડકડાં રે, તે તો ટોટી પ્રોવતાં રહ લઇ રહ્યાં રે
ટોટી પ્રોવતાંને રજ ખરી રે, તે તો લાડકડાં...બ્હેનની ટીલી પ્રોઇ રે.

---

ફાગણ મહીને વસંતના દહાડા, ઘરમાં વહુઆરૂએ માંડયા છે રાડા
કણુ કહેતી રે, હું તો કંઇએ ના જાણું, ચાલતાં ગાડાંનું પૈડું રે તાણું
કણુ કહેતી રે, હું તો કાચા ચણા ચાવું, ટચલી આંગળી ઉપર નાચલો નચાવું
કણુ કહેતી રે, હું તે વાની રે અરજે, વાની રે અરજે કરાવ્યા રે ખરચો
કણુ કહેતી રે, હું તે વાના રે ગોળા, વાને રે ગોળે ભરાવ્યા રે ખોળા
વાસીદા વાળતાં વહુઅર દીસો છો રૂડાં રે, પડયાં આખડયાં છેડે બાંધો એ લક્ષણ ભુંડાં રે
ગાય દોતાં વહુઅર દીસો છો રાણી રે, વાટકે, વાટકે, દુધ પીયો માંહે રેડો પાણી રે
રાંધતાં રાંધતાં વહુઅર દીસો છો રૂડાં રે, ખારાં મોળાં ચાખી જુઓ એ લક્ષણ ભુંડાં રે
તમારી રે સાસુએ શીશી સાદર પૂરી રે, ઉનાં ઉનાં ખાજાં ઉતરતી જલેબી રે
તેંરે ખાય કણુ ઓરડે સુતાં, રાતના ચાર પહોર ઘસઘસ ઉંઘ્યાં
સાસુના જાયા ઉંઘો છો કે જાગો, પાનનાં બીડલાં તે વાળી વાળી આપો
તમારી માડીએ શીશી સાદર પુરી રે, બાર વરસનો બાવટો ને તેર વરસનું તેલ રે

કુવાડીયાની ભાજીને એરડીએ વધારી, તે રે ખાય ઘણુ પરસાળે સુતાં રાતના ચાર પહોર હગીહગી છુટયાં, માડીના જાયા સુતા છો કે જાગો હગવાના લોટા તે ભરી ભરી આપો. ઘર પછવાડે ખોદાવો રે ખાડી તેરે ઉસેડે એની......રે માડી.

---

લંકા રે ગઢ થકી સુનાં રે અણાવો, વેગલે મોડ ઘડાવો
હડમચઘડ થકી હીરા રે અણાવો, વેગલે મોડ જડાવો
સિંહગઢ થકી મોતી રે અણાવો, વેગલે મોડ પ્રોવરાવો
પાટણ દેશથી પટવા તેડાવો, વેગલે મોડ ગંઠાવો
કયાં બેસી ઘડીયો ને કયાં બેસી જડીયો. કયાં બેસી મોડ પોરવીયો
આગલે બારણે ઘડીયો, ને પાછલે બારણે જડીયો, પરસાળે મોડ પોરવીયો
કોણે રે ઘડીયો ને કોણે રે જડીયો, કોણે તે મોડ પોરવીયો
...એ ઘડીયોને...એ જડીયો...એ મોડ પોરવીયો
એ રે સોનીડાને પીરસો રે બાટ, મોડ લાગ્યો રે રૂડે ઘાટ
એ રે સોનીડાને પીરસો રે દુધ કુર, મોડ લાગ્યો રે ઉગતે સુર
એ રે મોડલે કંઇ બત્રીશ ભમરી, મોડ લાગ્યો જેમ ચમરી
મેડીયે બેઠાં સુણો રે સારંગપ્રાણ, મોડ મારી મોડાતી સોહએ
મોડ પ્હેરી પ્રાણ ગોત્રજે બેઠાં ગોત્રજને મન ગોઠયાં
મોડ પ્હેરી પ્રાણ ઓરડે ઉભાં, સ્વામીને મન ગોઠયાં
મોડ પ્હેરી પ્રાણ બારીયે ઉભાં, નણંદને મન ગોઠયાં
મોડ પ્હેરી પ્રાણ પરસાળે ઉભાં, સાસુને મન ગોઠયાં
મોડ પ્હેરી પ્રાણ ઓટલે ઉભાં, પાડોશીને મન ગોઠયાં
મોડ પ્હેરી પ્રાણ આવે ને જાયે, કાઈ સાસુ દળીયાત થાયે
કાઈ સાસુ દળીયાત થાય રે સારંગ પ્રાણ, મોડ મારી મોડાતીને સોહએ

---

ઓરડે તે ઉભાં રાણી સજે રે શણગાર
કેમ નથી બોલતાં ઘરડાની નાર—
હાર લાવ ને પ્રભુને બોલાવ, હાર વિના નવ સોયે શણગાર
લંગરે ને ખાંકળીયે લીધો રે વાદ ઘડાવો રે અગલા દાણા કરૂં શણગાર
તો તમ સાથે બોલું ભરથાર—
કરડાયે ને અંગોઠડીયે લીધો રે વાદ, ઘડાવો રે સાતદાણીયા કરૂં શણગાર
ચુડાયે ને ચુડીયે લીધો રે વાદ, ઘડાવો રે ચંદન ચુડી કરૂં શણગાર
કડાંયે ને ગુજરીયે લીધો રે વાદ, ઘડાવો રે હડ સાંકળાં કરૂં શણગાર
કાંકણી ને કારેલીયે લીધો રે વાદ, ઘડાવો રે દરશનીયાં કરૂં શણગાર
વેઢે ને વીંટીયે લીધો રે વાદ, ઘડાવો રે છાપાં તો કરૂં શણગાર
અંગોઠીયે ને આરસીયે લીધો રે વાદ, ઘડાવો રે પોંચા સાંકળાં કરૂં શણગાર
વાંક ને ઘુઘરીયે લીધો રે વાદ, ઘડાવોને બાજુબંધ કરૂં શણગાર
છાંટીયાં ને છટકીયાંયે લીધો રે વાદ, ઘડાવો રે ગળચવી કરૂં શણગાર
બડઘલી ને દાણીયે લીધો રે વાદ, ઘડાવો રે લવીંગયું કરૂં શણગાર
ગોપહાર ને સુડાહારે લીધો રે વાદ, ઘડાવોરે ફુલહાર કરૂં શણગાર
હીરાહાર ને મોતીહારે લીધો રે વાદ, ઘડાવો રે ચંદન હાર કરૂં શણગાર
કાંઠલીયે ને ચમકળીયે લીધો રે વાદ, ઘડાવો રે દીવાનખાનાં કરૂં શણગાર
દોરાએ ને સાંકળીયે લીધો રે વાદ, ઘડાવો રે હીરાકંડી કરૂં શણગાર
ઝાલે ને ઝુમખે લીધો રે વાદ, ઘડાવો રે કાંપનો કરૂં શણગાર
મોરે ને ચરકલીયે લીધો રે વાદ, ઘડાવો રે ટુલડી કરૂં શણગાર
મુગડીયે ને માછલીએ લીધો રે વાદ, ઘડાવો રે નખલા કરૂં શણગાર
ચાક ને ચમરીયે લીધો રે વાદ, ઘડાવો રે વસત્યાં કરૂં શણગાર
વાળીયે ને વેસણે લીધો રે વાદ, ઘડાવો રે કાંટો તો કરૂં શણગાર
હાર લાવ્ય ને પ્રભુને બોલાવ્ય, હાર વિના નવ સોયે શણગાર

સુણો રે સ્વામી આપણી હામ છે મોટી, તો કાને સોનાની ટોટી
વેણાં વાયાં સ્વામી મ્હાણુ પુરાવો લંકાગઢથી સુના આણાવો રે
સુનાં ધણુ ને પીયર ચલાવો, મહીયર મોકલાવો,
તો છાની ટોટી ઘડાવો, વેણાં વાયાં સ્વામી.
વેલ જોતરાવો, હડમતગઢથી હીરા અણાવો
ઈરે હીરા ધણને પીયર ચલાવો, મહીયર મોકલાવો
તો છાનીને ટોટી પરોવાવો, વેણાં વાયાં સ્વામી
મ્હાણુ પુરાવો મલબાર ગઢથી મોતી અણાવો
ઇ રે મોતી ધ્રણને પીયર ચલાવો, મહીયર મોકલાવો
તો છાનીને ટોટી પરોવાવો, વેણાં વાયાં સ્વામી
સુરત ગામથી સોની અણાવો, વેલ જોતરાવો
ઈરે સોની ધણને પીયર ચલાવો, મહીયર મોકલાવો
તો છાનીને ટોટી જડાવો, વેણાં વાયાં સ્વામી
સ્વામી વેલ જોતરાવો, જુનેગઢથી જડીયા તેડાવો
ઇરે જડીયા ધ્રણને પીયર ચલાવો, મહીયર મોકલાવો
તો છાનીને ટોટી જડાવો, વેણું વાયાં સ્વામી
પાટણ ગામના પટવા તેડાવો, વેલ જોતરાવો
ઇ રે પટવા ધ્રણને પીયર ચલાવો, મહીયર મોકલાવો
તો છાનીને ટોટી પરોવરાવો, વેણાં વાયાં સ્વામી.
ક્યાં બેસી ઘડશે ને ક્યાં બેસી જડશે
તો ક્યાં બેસી મોતી પરોવશે
ઓરડે ઘડશે, પરસાળે બેસી જડશે
તો ગોખે તે મોતી પરોવશે.
ક્યો સોની ઘડશે, ક્યો સોની જડશે
તો ક્યો સોની મોતી પરોવશે
ઇ રે સોનીડાને બેસારો સાંઢણીએ

તો રોટી ઘડે જગ માંડણીએ
ઇ રે સોનીડાને પીરસોને થુલી
તો રોટી ઘડે જગ પુલી
ઇ રે સોનીડાને પીરસોને દુધ કુર
તો રોટી ઘડે ઉગતે સુર
ઇ રે સોનીડાને પીરસો બાંઠ
તો રોટી ઘડે નવે ઘાટ
ઓઢી પેરી પ્રભુ ઓરડે ઉભાં
તો નણદીએ મોં મચકાર્યાં
આ ચોળ બેઠાં બેનર કોણસબાઇ
બોલે તો કો ભાભી રોટી કયાંથી
મારો વીરો દરબારમાં કમાણો
સરકારમાં કમાણો તો હાંસલમાં રોટી ઘડાવી
જારે હગારી ને ત્તરે ધુતારી
રોટી મારે વીરે ઘડાવી
તમારાં પીયરીયાંને સુવા નથી સુપડું
રહેવા નથી ઝુંપડું—રોટી કયાંથી ઘડાવી.

# ભોળી પ્રણુ.

અમારે ફીયા ભાઇના મોટા મોટા ડેલા રે, ભોળી પ્રણુ હમચી
ખુંદવાને આવ્યા

ઓલ્યા ફલાણાના નાનાં મોટાં ઘેલાં રે ,,
અમારી પ્રણુવહુને હાથે છે ચુડો રે ,,
ઓલ્યે કોણુસ અતિ ઘણો ભુંડો રે ,,
અમારી પ્રણુવહુને હાથે છે ચુડી રે ,,
ફલાણી મનશું જાણે બહુ રૂડી રે ,,
અમારી પ્રણુવહુને હાથે છે ઘુઘરી રે ,,
ઓલી ફલાણી છે બહુ સુઘરી રે ,,
હમચી હારે વગડાવોને ઢોલ રે ,,
ઓલ્યો કોણુસ વેવાઇ જાડો ભોલ રે ,,
હમચી પાછળ થાળી ભરી રાઇ રે ,,
ફલાણી મનશું જાણે રે ડાહી રે ,,
અમારી પ્રણુવહુને નવસરો હાર રે ,,
ઓલી કોણુસ ને મોયે નહીં ભાર રે ,,
પ્રણુ તું સાંગા માંચીયે બેસ રે ,,
કોણુસ ઘમકે દુવે ભેંશ રે ,,
અમારે પ્રણુવહુને પ્હેરવા બાંધણું રે ,,
કોણુસ દેવ ફલાણાંને ઘેર રાધે રાંધણાં રે ,,
હમચી હમસમાં છોકરાં રમે રે ,,
ઓલી ફલાણીને કોઇનું મોં ન ગમે રે ,,

# રાંદલનાં ગીતો

લીલો મોડો રણુપાંખડીયો, શ્વેત કર્યો શણગારજી રે
શેરીયે મહાલતો આવ્યો, રંનાદે ભરથારજી રે
રંનાદે ભરથારે અમને, રૂડાં કીધાંજી રે
રૂડાં કીધાં ને ઘેર શ્રીકૃષ્ણ જાયાજી રે
દેવકીજીના પેટ પીયર ટાઢેરાં કીધાંજી રે
વસુદેવનો માંડવો, વસતો કીધોજી રે
લાંબી લાંબી પરસાળેમેં પારણાં બાંધ્યાંજી રે
ઝીણે ઝીણે સાદે મેં તો હાલરડાં રે ગાયાંજી રે
ચુલે દુધ ઉભરાતાં મેલ્યાં બાળકડાં રાખ્યાંજી રે
ઘીના ઘડા ઢળતા મેલ્યા, છોરૂડાં રાખ્યાંજી રે.

---

જવના જવારા મેં વાવ્યા, પુજ્યાનાં ફળ આપો રંનાદે
આશીશ માગું માતા એટલી, સુનલા ગોળી ગોરસ ભરી
મહીડાંનો માગતલ આપો રંનાદે, અમીરસ કુંવર થાયે લાડકો
ધોયો ધપોયો મારો સાડલો, ખોળાંનો ખુંદતલ આપો રંનાદે
અમીરસ કુંવર થાયે લાડકો
લીપ્યું ને ધુંપ્યું મારૂં આંગણું, પગલાંનો પાડનાર દેજો રંનાદે
રોટલા કરીને બેસી રહી, ભજ્યાંનો માગતલ દેજો રંનાદે
જવના જવારા મેં વાવ્યા, પુજ્યાનાં ફળ આપ્યાં રંનાદે
આશીશ માતાજીની નીત ફળો, સુનલા ગોળી ગોરસ ભરી
મહીડાંનો માગતલ દીધો રંનાદે, અમીરસ કુંવર મારે લાડકો
ધોયો ધપોયો મારો સાડલો, ખોળાનો ખુંદતલ દીધો રંનાદે
અમીરસ કુંવર મારે લાડકો
લીપ્યું ધુંપ્યું મારૂં આંગણું પગલાંનો પાડનાર દીધો રંનાદે
રોટલા કરીને બેસી રહી, ભજ્યાંનો માગતલ દીધો રંનાદે
અમીરસ કુંવર મારે લાડકો.

# રાંદલ વળાવતી વખતનું ગીત.



લીલા ચણાની ચણોઠડી આઇ ઝાંઝરનો ઝણકાર
માન સરોવર ઝીલવા આંતાં, દડવાની દાતાર
વાંઝીયે રે વાંઝીયે કાંઇ રોકયા આઇનાં મઢનાં બાર
વાંઝીયાને પુતર દેશે દડવાની દાતાર
લીલા ચણાની ચણોઠડી આઇ ઝાંઝરનો ઝણકાર
માન સરોવર ઝીલવા ગ્યાંત્યાં, દડવાની દાતાર
આંધળે રે આંધળે કાંઇ રોકયાં મઢનાં બાર
આંધળાને આંખો આપે, દડવાની દાતાર
લીલા ચણાની ચણોઠડી આય ઝાંઝરનો ઝણકાર
માન સરોવર ઝીલવા આંતાં, દડવાની દાતાર
પાંગળે રે પાંગળે કાંઇ રોકયાં મઢનાં દ્વાર
પાંગળાને પગ આપે, દડવાની દાતાર
લીલા ચણાની ચણોઠડી આઇ ઝાંઝરનો ઝણકાર
માન સરોવર ઝીલવા આંત્યાં, દડવાની દાતાર
કોઢીયે રે કોઢીયે કાંઇ રોકયાં મઢનાં દ્વાર
કોઢીયાંનો કોઢ કાઢે, દડવાની દાતાર



# જનોઇનાં ગીતો



## સાંજી

બડવો કાને કડી, હાથે વીંટી હીરે જડી રે
બડવો જઇ બેઠો છે, દાદાજીને ખોળે ચડી રે
દાદા જનોઇ દેવરાવો, અમને હોંશ ઘણી રે
કુંવર ખરચું ખરચું લાખ બે લાખ રે
હોંશ પુરાવું તમ તણી રે
બડવો બેઠો છે, કાકાજીને ખોળે ચડી રે
કાકા કટંબ મેળાવો, અમને હોંશ ઘણી રે
ભત્રીજા ખરચું ખરચું, લાખ બે લાખ રે
હોંશ પુરાવું તમ તણી રે
બડવો જઇ બેઠો, મામાજીને ખોળે ચડી રે
મામા મોસાળાં લઇ આવો અમને હોંશ ઘણી રે
ભાણેજ ખરચું ખરચું લાખ બે લાખ રે
હોંશ પુરાવું તમ તણી રે
બડવો જઇ બેઠો છે, વીરાજીને ખોળે ચડી રે
વીરા વાજીંત્ર વજડાવ, અમને હોંશ ઘણી રે
બંધવ ખરચું ખરચું લાખ બે લાખ રે
હોંશ પુરાવું તમ તણી રે

---

જીરે બડવાજી રીસાઇ બેઠા કે કોણ મનાવશે
જીરે તેડાવો બડવાના દાદા, કે હસીને બોલાવશે
કુંવર કેણે દુભ્યા ને કેણે હાંકલ્યા
કુંવર કેણે દીધી તમને ગાળ
કુંવર રઢ લઇ વળ્યા.
દાદા નથી રે દુભ્યા, નથી હાકલ્યા
દાદા નથી રે દીધી મુંને ગાળ
કુંવર રઢ લઇ વળ્યા.
રાજા રાયમલને ઘેર ઘોડલી
દાદા તે મુજ ચડવાના કોડ
કુંવર રઢ લઇ વળ્યા.
કુંવરજીરે માગો તે આપીયે
કુંવર આભનાં નક્ષત્ર માગો
તે ક્યાં થકી કાઢીયે.

# માંડવા વખતનું ગીત.

લીલી ટોપી રે, બ્રહ્મચારી ભરત ભરી
મેલી છે, માંડવા હેઠ, બ્રહ્મચારી ટોપી કોણે ભરી
કોણુસ ગામ એની બ્હેન વસે
ત્યાં વસે કીયા ભટ્ટ મેરાઇ
બડવાની ટોપી તેણે ભરી
ફરતી તે ટાંકે દરજી ઘુઘરી
કઇ બા પુરે મોતી ચોક
બડવાને ભેટ મોકલી.

# જનોઇ દેવા બેસે ત્યારે ગાવાનું ગીત.



મારે આંગણુ ફુલ ડુંગરનું ઝાડવું
ઈ ઝાડવાનાં નાવડે મુજને નામ રે
મારે આંગણુ બડવો નીત રમે રે
દ્રવ્ય ખરચે ને દાદો મન હસે રે
ઈ દાદાનાં નાવડે મુજને નામ રે
મારે આંગણુ બડવો નીત રમે રે
સાંગા માંચીએ બેઠાં પુન્ય કરે રે
ઈ માતાનાં નાવડે મુજને નામ રે
મારે આંગણુ બડવો નીત રમે રે
હાથમાં પોથી બ્રાહ્મણુ વિદ્યાર્થી રે
ઇ બ્રાહ્મણુનાં નાવડે મુજને નામ રે
મારે આંગણુ બડવો નીત રમે રે
કટંબ લઇને કાકો આવીયા રે
ઈ કાકાનાં નાવડે મુજને નામ રે
મારે આંગણુ બડવો નીત રમે રે
મોસાળાં લઇને મામો આવીયા રે
ઇ મામાનાં નાવડે મુજને નામ રે
મારે આંગણુ બડવો નીત રમે રે
વાજીંત્ર લઇને વીરો આવીયા રે
ઈ વીરાનાં નાવડે મુજને નામ રે
મારે આંગણુ બડવો નીત રમે રે
હાથનો દંડ હીરે જડયો રે

ઈ બડવાના નાવડે મુજને નામ રે
મારે આંગણ બડવો નીત રમે રે
હાથમાં સ્વર ભણે રે
૪) બ્રાહ્મણનાં નાવડે મુજને નામ રે
મારે આંગણ બડવો નીત રમે રે
હાથમાં પાટી હીરે જડી રે
ઈ નીશાળીઆનાં નાવડે મુજને નામ રે
મારે આંગણ બડવો નીત રમે રે
મસ્તક મોડ ભીક્ષા દીયે રે
ઈ માતાનાં નાવડે મુજને નામ રે
મારે આંગણ બડવો નીત રમે રે
પારણામાં બાળક પોઢતાં રે
ઈ બાળકનાં નાવડે મુજને નામ રે
મારે આંગણ બડવો નીત રમે રે

---

લીલી ટોપી રે બ્રહ્મચારી વાંકે અંબોડે
વાંકે અંબોડે ને ચડો વરઘોડે
રાજાની વાડીમાં મસ્તાન બેઠું રે
મસ્તાને બેસીને વાત વીચારી રે
રૂડા બ્રહ્મચારીને કોણ મનાવે રે
રૂડા બ્રહ્મચારીને દાદાજી મનાવે રે
દાદા મનાવીને જનોયું દેવરાવે રે
તોય બ્રહ્મચારીજીના મનમાં ન આવે રે

**સમાપ્ત.**

